श्री नाथजी



ઘેર બિરાજતા શ્રી ઠાકોરજી

श्रुतिः प्रमाणं स्मृतयः प्रमाणं
पुराणमप्यत्र परं प्रमाणम् ।
यत्रास्ति गङ्गा यमुना प्रमाणं
स तीर्थराजो जयति प्रयागः ॥ पद्मपुराणम् ।

શ્રુતિ અને જ્યાં સ્મૃતિઓ પ્રમાણ;
પુરાણની એ કથની પ્રમાણ;
ગંગા અને જ્યાં યમુના પ્રમાણ;
પ્રયાગ તીર્થ જય હો સદાય !

જીવનપ્રયાગના સફળ યાત્રી

શેઠશ્રી હરિદાસ અચરતલાલનાં કરકમળોમાં

# ગ્રંથ–સમર્પણ

અહીં પ્રગટ થાય છે પ્રયાગ, જેમાં ત્રિવેણીનો સંગમ છે. જીવનની એ ગંગા છે, જેની ઘટનાઓ પાવનકારી છે; પ્રવચનો અને વ્યાખ્યાનોના સારરૂપે તે જીવન-સરસ્વતી પ્રગટ થાય છે બીજા ખંડમાં, અને તે સાથે અનેક શુભ આશિષો અને શુભ ભાવનાઓ લઈ ને આવતી એ જીવન-યમુના ત્રીજા ખંડમાં વહે છે; એ જીવનપ્રયાગ શેઠશ્રીને સમર્પણ કરતાં અમે આનંદ અનુભવીએ છીએ.

શેઠ હરિદાસ અચરતલાલ હીરક ગ્રંથ સમિતિ

શેઠશ્રી હરિદાસ અચરતલાલ હીરક ગ્રંથ સમિતિ:—

પંડિતશ્રી અનૂપરામ સદાશિવ શાસ્ત્રી

શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત

શ્રી રતિલાલ મનસુખરામ પટેલ

શ્રી ડૉ. સિંધુભાઈ દિવેટિયા

શ્રી વીરુભાઈ ડાહ્યાભાઈ મહેતા

શ્રી ગજાનન વિ. જોષી

# . નિવેદન

"અમદાવાદના એક સૌમ્ય વિભૂતિસમા શેઠશ્રી હરિદાસ અચરતલાલ પોતાના સરળ સફળ જીવનના ૭૫મે વર્ષે પ્રવેશ કરે એ સુભગ પ્રસંગે તેમને સન્માનવા એક સમારંભ ગોઠવવો જોઈએ."

—એ પ્રકારની આદરણીય ભાવના અમદાવાદની કેટલીક સંસ્થાઓના કાર્યકરો તેમજ શેઠશ્રી પ્રતિ આદર ધરાવનારા કેટલાક સદ્‌ગૃહસ્થોના હૈયે જાગી અને પ્રાથમિક વિચારણા કરવા માટે એક સામાન્ય સભા બોલાવવામાં આવી; તેમાંથી સાત સભ્યોની બનેલી 'શેઠ હરિદાસ હીરક ગ્રંથ સમિતિ' રચવામાં આવી.

આ સમિતિએ શેઠશ્રીનાં જીવનકાર્યને આવરી લેતો એક ગ્રંથ તૈયાર કરીને, સન્માન સમારંભ યોજીને તેમને સમર્પણ કરવાનો નિર્ણય કર્યો અને ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી વિષ્ણુદેવ પંડિત, એમ. એ., વેદાંતશાસ્ત્રીને તે ગ્રંથ તૈયાર કરી આપવાનું કાર્ય સોંપવામાં આવ્યું. શેઠશ્રીના જીવનને લગતી બધી જ વિગતો શ્રી ગજાનન વિ. જોષીએ ખૂબ જ પરિશ્રમ ખેડીને સંગૃહીત કરી, શેઠશ્રીના અંગત પરિચયમાં રહીને તેમજ કુટુંબીજનો, સંસ્થાઓ અને સ્નેહીજનોનો સંબંધ સાધીને તેમણે બધી જ બાબતોની માહિતી એકત્ર કરી લેખકને પૂરી પાડી આપી અને આ ગ્રંથનું સફળ સંપાદનકાર્ય કર્યું. લેખકે શેઠશ્રીની જીવનગંગા, જીવનસરસ્વતી અને જીવનયમુના એ રીતે ગ્રંથના ત્રણ વિભાગ કરી 'જીવનપ્રયાગ' ગ્રંથ તૈયાર કરી આપીને સમિતિની ભાવનાને મૂર્તિમંત બનાવી છે, તે બદલ સમિતિ તે બેઉની અત્યંત ઋણી છે.

સમિતિએ શેઠશ્રી સાથે અંગત પરિચય ધરાવનારા મહાત્મા સંત પુરુષો અને સદ્‌ગૃહસ્થોનો પત્રો દ્વારા સંપર્ક સાધીને તેમની શુભાશિષ અને શુભ ભાવના મેળવી લીધી; જેનો સમાવેશ આ ગ્રંથના ત્રીજા વિભાગમાં કરવામાં આવ્યો છે.

'દેના બૅન્ક'ના ડાયરેક્ટર સ્વ૰ શેઠશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીએ શેઠશ્રી પ્રતિ અંગત આદર વ્યક્ત કરતાં, જે 'બે બોલ' લખી આપ્યા છે, તે ગ્રંથના આરંભમાં પ્રગટ થાય છે. પોતાની માંદગીને બિછાનેથી તેમણે સમારંભ ગ્રંથ તૈયાર કરવા અમને જે પ્રેરણા આપી તેને આ રીતે મૂર્તિ-

મંત જેવા તેઓશ્રી પોતે હાજર નથી, તોપણ તેમના અમર આત્માને અંતરિક્ષમાં આથી સંતોષ થશે, એવી અમને શ્રદ્ધા છે.

સાક્ષરમૂર્તિ વયોવૃદ્ધ શ્રી કૃષ્ણલાલ ઝવેરી તેમજ માનનીય સાક્ષરશ્રી કનૈયાલાલ મા. મુનશીના સંદેશાઓને તેમના જ અક્ષરમાં મૂર્ત કરીને અમે ગ્રંથના આરંભમાં તે પ્રગટ કરી રહ્યા છીએ, તે બદલ તે બંને સાક્ષર મૂર્તિઓના અમે આભારી છીએ.

આ ગ્રંથની ભૂમિકા વૈષ્ણવ સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન અને ગુજરાતી સાહિત્યના જાણીતા વિદ્વાન સંશોધક શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ ગ્રંથને સંપૂર્ણ રીતે જોઈ, તપાસીને મૂલ્યાંકનરૂપે તૈયાર કરી આપી છે, તે ગ્રંથને વાંચવામાં દરેકને માટે માર્ગદર્શનરૂપ નીવડશે એવી શ્રદ્ધા છે. શેઠશ્રી માટે હૃદયના સદ્ભાવને લીધે શાસ્ત્રીજીએ અમારી વિનતિને માન આપીને જે પરિશ્રમ કર્યો છે તે બદલ સમિતિ તેમના ઋણનો સ્વીકાર કરે છે

આ ગ્રંથના મુદ્રક 'મંગલ મુદ્રણાલય'ના સંચાલકોએ તેમજ ગ્રંથમાં પ્રગટ થયેલ ફોટાઓ તેમજ પૂંઠાં અને જેકેટ-પેપરના મુદ્રક ધી 'લિબર્ટી' પ્રેસ'ના સંચાલકોએ જે કાળજી અને ચીવટથી સમયસર ગ્રંથ તૈયાર કરી આપેલ છે તેમનો અમે આભાર માનીએ છીએ. ગ્રંથને કલાત્મક રીતે છાપવામાં કલાકાર 'કાન્ત'નાં સૂચનોથી અમને સારું માર્ગદર્શન મળ્યું છે. ફોટોગ્રાફરો 'ડી લક્સ સ્ટુડિયો'વાળા શ્રી ચંદુલાલ શાહ અને શ્રી પ્રાણલાલ પટેલ, તેમજ વિજય મિલ્સના યુવાન કલાકાર શ્રી. બાબુ ચિ શાહ, 'પ્રભાત પ્રોસેસ સ્ટુડિયો'વાળા શ્રી. ગોવિંદભાઈ પટેલ, એ બધાનો આભાર માન્યા વગર પણ આ કાર્ય અપૂર્ણ જ રહે. તેમના પણ અમે ઋણી છીએ.

વિશેષે કરીને શેઠશ્રી હરિદાસનો આભાર અમારે માનવો જ જોઈએ, જેમણે અમારા પ્રતિ સહાનુભૂતિ ધરાવીને અમારી આ ગ્રંથ-સમર્પણની ભાવનાને મૂર્તરૂપ થવા દીધી. તે પોતે અને તેમના કુટુંબીજનો અમને આ કાર્યમાં અનેક રીતે સહાયક થયા છે. અંતે તો સર્વના ઉરની ભાવનાને વાણીનું રૂપ આપતા એ ભગવતી સરસ્વતીને વંદન કરીએ છીએ કે જેમણે આ 'જીવનપ્રયાગ'ની ત્રિવેણીને ભાવનાની મૂર્ત ધારામાં વહેવડાવી છે.

તા. ૨૫-૨-'૫૭
વસંત ભવન
શાહીબાગ
અમદાવાદ

શેઠશ્રી હરિદાસ હીરક ગ્રંથ સમિતિ

## બે શબ્દ

# શેઠ હરિદાસ અચરતલાલ

### સહૃદય સજ્જન તથા બાહોશ ઉદ્યોગપતિ

(લેખક : શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી)

મારા મિત્ર શેઠશ્રી હરિદાસભાઈની પંચોતેરમી વર્ષગાંઠ નિમિત્તે હીરક જયંતી મહોત્સવ ઊજવાય છે તે શુભ પ્રસંગે એમને એક અભિનંદનગ્રન્થ સમર્પણ કરવાનો મિત્રોએ નિર્ણય કર્યો છે એ સર્વથા ઉચિત છે. આ ગ્રન્થમાં મને એમના એક નિકટવર્તી પરિચિત તરીકે બે શબ્દ લખી મોકલવાનું નિમંત્રણ પાઠવ્યું છે એનો હું સહર્ષ સ્વીકાર કરું છું.

લગભગ ત્રીસ વર્ષ થયાં હું હરિદાસભાઈને તેમજ એમના પુત્રપરિવારને ઓળખું છું. એમની જોડે અંગત પરિચય થતાં એમના મિલનસાર સ્વભાવ, સદા સ્મિતભરી મુખાકૃતિ, વિનય વિવેકશીલ વર્તન, પ્રેમભરી મીઠી છતાં સત્ય વાણી અને વિશાલ હૃદય અને સુકોમળ સહૃદયતાએ મને એમના પ્રતિ આકર્ષ્યો અને વર્ષો થયાં અમે પરમ મિત્ર બન્યા છીએ.

સાત પેઢીની ખાનદાની, ઉદારતા, આતિથ્યભાવના, પરગજુ-પણું, પ્રભુપરાયણતા અને ઈશ્વર પર અડગ શ્રદ્ધા, દુ:ખી અને આર્તને ઉપયોગી થવાની સહજ-વૃત્તિ, નિરભિમાનીપણું ઇત્યાદિ એમના સદ્‌ગુણોએ મારા મન ઉપર એમને વિશે ન ભૂંસાય એવી છાપ પાડી છે. તેમજ વળી મિલોમાં અધ્યક્ષ, ડિરેક્ટર કે મૅને-જિંગ એજન્ટ તરીકે એમની કાર્યદક્ષતા, અગત્યની વાત શું છે એ પળમાં જોઈ લેવાની અજબ શક્તિ, સતત પરિશ્રમ, અને પૂર્ણ સફળતા મળે ત્યાંસુધી નિરંતર ખંત, ઉચ્ચ ધોરણની વ્યવહારકુશળતા અને ગમે તેવા સંજોગોમાં આશાવાદ, ઉત્સાહ અને આત્મશ્રદ્ધા એવા એવા ગુણોએ એમને વ્યાપાર વાણિજ્ય અને ઉદ્યોગના ક્ષેત્રમાં પહેલી હરોળમાં મૂક્યા છે.

આના સમર્થનમાં એક ઉદાહરણ અત્રે ટાંકું એ ઉચિત ગણાશે. જે વખતે મિલ-ઉદ્યોગ પરદેશી રાજ્યકર્તાની સ્વાર્થી નીતિને લીધે મહા મુશ્કેલીમાં હતો, તે વખતે પણ એમણે અજબ હિંમત, યોજનાશક્તિ, અને અગમચેતીવાળા બુદ્ધિપ્રભાવથી,

પોતાની મિલોથી સંતોષ ન પામતાં એક તદ્દન નવી મિલ-શ્રી વિજય મિલ્સ લગભગ એકલે હાથે ઊભી કરી, અને એને પગભર કરવાને માટે તન, મન અને ધનનો ભોગ આપવામાં યત્કિંચિત્ પણ પાછી પાની કરી નહિ; અને આજે વિજય મિલ્સ હિંદુસ્તાનની સારામાં સારી મિલોમાંની એક ગણાય છે એનો મોટા ભાગનો યશ શેઠ હરિદાસને ફાળે જાય છે

હરિદાસભાઈ કુટુંબવત્સલ છે. પુત્રો, પુત્રી, પૌત્રો, પૌત્રીઓ, દૌહિત્રો, દૌહિત્રીઓ, તેમજ કુટુંબના સ્ત્રીવર્ગ માટે એમને ખૂબ જ પ્રેમ અને વાત્સલ્ય અહર્નિશ રહ્યાં છે; અને કુટુંબના વડા તરીકે એઓ આજે કુટુંબીજનોમાં આટલા બધા પ્રિય છે એનું મુખ્ય કારણ આ છે. સાથે સાથે શિસ્તપાલન અને ધર્મનીતિપરાયણતા માટે એઓ ખૂબ આગ્રહી છે. અને આ વિષયમાં ક્યાંય પણ શિથિલતા ચલાવી લેતા નથી.

હરિદાસભાઈ પરમ વૈષ્ણવ છે, ધર્મપરાયણ અને જૂના વિચારના છે, અને એમના આચારવિચાર સ્વચ્છ અને અનુકરણીય છે. આમ છતાં આધુનિક સમયને પણ હરિદાસભાઈ પિછાણી શકે છે અને એમણે એમના પુત્રો તથા અન્ય કુટુંબીજનોને યુરોપ, અમેરિકા, જાપાન ઇત્યાદિ સ્થળોમાં વેપારની તાલીમ અર્થે પર્યટન કરવાની આનાકાની વગર સંમતિ આપી છે. ટૂંકામાં, પુરાતન અને આધુનિક સંસ્કૃતિનું સુખદ સંમિશ્રણ કરવા એઓ હંમેશાં તત્પર રહે છે.

હરિદાસભાઈના જીવનમાં એક મિત્ર તરીકે મેં જે કાંઈ સ્વાનુભવથી અને નજરે નિહાળ્યું છે તેનો થોડોક ખ્યાલ મેં આ લઘુ લેખમાં અતિશયોક્તિ વિના આપવાનો પ્રયત્ન કર્યો છે

અંતમાં, આવા સદ્ગુણી, સહૃદય સજ્જન, અને બાહોશ ઉદ્યોગપતિ અને કુટુંબવત્સલ વડીલ અને સાચા મિત્ર એવા શ્રી. હરિદાસભાઈને પ્રભુ પૂર્ણ આરોગ્ય અને સુખમંપત્તિવાળું સવાસો વર્ષનું આયુષ અર્પે એ પ્રાર્થના !

મુંબાઈ, તા. ૧૧-૬-૫૬

## ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર
## માન. શ્રી. કનૈયાલાલ મા. મુનશીની
## શુભાશંસના




GOVERNOR'S CAMP,
UTTAR PRADESH
जून १५ ,१९५६.

शेठ हरिदास अमृतलाल पौंणी सदी नी यात्रा पूरी करे छे. अेमनुं सौजन्य, डहापण, धर्मश्रद्धा अने विवेक समस्त गुजरात मां विख्यात छे. ईश्वर अेमने सौ वर्ष नुं आयु आपे अे ईश्वर प्रत्ये मारी प्रार्थना छे.

# ભૂમિકા

સંસ્થાઓ જેમ તનની સેવા માગી લે છે તેમ ધનની સેવા પણ માગી લે છે. એક વર્ગ એવો છે કે એ માત્ર તનની સેવા જ આપી શકે છે. બીજો વર્ગ ધનની સેવાથી સામાજિક અને ધાર્મિક સંસ્થાઓને વેગ આપી શકે છે. તન અને ધન બેઉનો એક વ્યક્તિમાં મેળ સામાન્ય રીતે દુઃશકય જ બની રહ્યો હોઈ સંસ્થાઓના બંધારણમાં બેઉ પ્રકારની સેવા સામટી કે અલગ આપી શકે તેવી વ્યક્તિઓના પ્રવેશની જોગવાઈ કરવામાં આવેલી હોય છે. તનથી સેવા આપનારા તો તનથી સેવા આપી છૂટે છે. ધનથી સેવા આપનારા જો ધનથી સેવા આપવાનું ચાલુ રાખે તો જ એવી સંસ્થાઓ ચાલુ રહી શકે. ધનિકોના દ્રવ્યનો પારાવાર અપવ્યય અનેક રીતે થતો હોય છે અને તેથી એ દ્રવ્યનો અપવ્યય થાય એ દેશદ્રોહ છે-પાપ છે, આવી ભાવના રાખનારા ધનિકોનો પણ દેશમાં તોટો તો નથી હોતો. પરંતુ આ ભાવનાનો જેઓને ખ્યાલ નથી તેવા પણ હજારો ધનિકો દેશમાં મળી તો રહે જ છે. અને તેથી જ ધર્મ અને સમાજની સેવા કરવા ઊભી થયેલી સંસ્થાઓ ધાર્યું કામ આપી શકતી નથી. આવી સંસ્થાઓની સેવા ધનિકો પણ કરી શકે એ માટે સરકાર પણ એવી સંસ્થાઓને દેવાનાં દાનોના વિષયમાં આવકવેરામાંથી મુક્તિ આપે છે. પરંતુ ધનિકોનું આમ છતાં આ દિશામાં જે પ્રમાણમાં જોઈએ તે પ્રમાણમાં દિલ અનુભવાતું નથી. આનું પરિણામ એ આવે છે કે એવા ધનિકો વધારાની પેદાશો અનેક અનર્થોમાં વેડફે છે અને પોતાના વર્તનથી દેશને કલંકિત કરે છે. સમાજવાદી સમાજરચનામાં એવા ધનિકો હોમાઈ જશે તો એમાં કશું આશ્ચર્ય નહિ હોય. ધનિકોનો બીજો વર્ગ પોતાની બચતોનો સદુપયોગ કરવાની દરેક પળને વધાવી લે છે.

મને થયેલા અનુભવથી હું જોઈ શક્યો છું કે શેઠશ્રી હરિદાસભાઈ આ બીજી કોટિના ધનિક જીવ છે. પ્રભુએ આપેલી સંપત્તિ અને શક્તિનો સદ્વ્યય ધાર્મિક અને સામાજિક સંસ્થાઓ અને કાર્યોમાં કરવાનો એમનો સ્વભાવ આપણને જોવા મળે છે. માન કે બદલાની આશા રાખ્યા સિવાય એઓશ્રી પોતાનો હાથ લંબાવે છે એ એમના કુટુંબીજનોએ જ માત્ર નહિ, પણ બીજા ધનિકોએ પણ અમલમાં મૂકવા જેવું કાર્ય છે.

લક્ષ્મી અનેક અનર્થોનું મૂળ છે. અર્થની સાથે કામનો લગભગ અવિનાભાવ સંબંધ કહી શકાય. અને આપણે જોઇયે છિયે કે राज्यान्ते नरको ध्रुवःની જેમ वैभवान्तेऽपि सा स्थितिः અનુભવાય છે. શેઠિયાઓના દીકરાઓની હીનદશા પણ કેટલાક દાખલાઓમાં જોવા મળે છે; ને કેટલાક દાખલાઓમાં તો છેક નિષ્કિંચનતા સુધી પહોંચી જવાનું દુર્ભાગ્ય પણ સાંપડે છે. પોતાને મળેલી સંપત્તિ એ એક રીતે દેશદ્રવ્ય છે એવી સદ્ભાવના જો હૃદયમાં સદા જાગ્રત રહે તો અપદશા તરફ ધકેલાતાં બચી જવાય એમાં શંકા નથી. અને આપણે જોઇયે પણ છિયે કે અનેક ધનિકો વૃદ્ધાવસ્થામાં પણ સુખપૂર્ણ સાત્વિક જીવન જીવતા હોય છે. શેઠશ્રી હરિદાસભાઈ એવો એક આદર્શ આપણી સમક્ષ મૂર્તિમંત કરી આપે છે. એમનું તંદુરસ્ત સુખી જીવન જોતાં આનંદ અને આશ્ચર્ય એકી સાથે અનુભવાય છે. કુટુંબીજનો પણ સદાચારી, પુત્રો પણ પિતાના નામને ઉજ્જવલ કરે એવા-પિતાનાં કાર્યોને યશકલગી અર્પે એવા-આ વિરલ યોગ કહેવાય.

શ્રીવલ્લભાચાર્યજીએ ગૃહસ્થને માટે पुत्रे कृष्णप्रिये रतिः કહ્યું છે. ભગવાન કૃષ્ણમાં જેને પ્રીતિ રહે અથવા ભગવાન કૃષ્ણને પોતાના સદ્વર્તનથી પ્યારો થઈ રહે તેવો પુત્ર ઉત્પન્ન થાય એ ભાવનાથી સંસારભોગ કરવાનું એ શ્રી વલ્લભાચાર્યજીનું

હાઈ છે. ગરીબ હોય કે તવંગર-સૌ કોઈ આવી ઉદાત્ત ભાવનાથી સંસારમાં રતિ કરે તો ? આજે અનેક ઠેકાણે માબાપોની કીર્તિને કલંક લગાડનારાં સંતાન થાય છે તે થતાં અટકે. સંપત્તિ અને વૈભવના ઘેનમાં જ્યારે માનવ અંધ બની ગૃહસ્થતા માણે છે ત્યારે એનાં પરિણામ આવી અનર્થકારક સંતતિના રૂપમાં પરિણમે છે, અને પરિણામે અનેક પેઢીઓએ જમાવેલી કુલકીર્તિને સદાને માટે કલંકિત કરે છે. શેઠશ્રી હરિદાસભાઈએ પોતાની કુલપરંપરાનાં સત્કૃત્યોને અવિરત ચાલુ રાખી સમાજ સમક્ષ એ ઉદાહરણ મૂર્ત કરી આપ્યું છે કે ગર્ભશ્રીમંતોનાં સંતાન પોતાના વારસાગત સચ્ચારિત્ર્યથી કુલને ઉજ્જ્વલતા અર્પે છે અને સંતાનો સમક્ષ પણ એ જ આદર્શ મૂર્ત કરી આપે છે.

પોતાની પાસે જે કાંઈ પણ હોય તે બીજાને આપો : જ્ઞાન હોય તો જ્ઞાન આપો, ધન હોય તો ધન આપો, સેવા કરવાની શક્તિ હોય તો સેવા આપો, શરીરબળ હોય તો હીનબળ ધરાવનારાઓનું રક્ષણ કરો, બુદ્ધિ હોય તો બીજાને પ્રામાણિક દોરવણી આપો—પણ આપો આપો અને આપો. પ્રભુએ તે તે શક્તિ માત્ર સ્વાર્થસિદ્ધિ માટે માનવને નથી આપી; એનો વિનિયોગ બીજાને માટે કરવા જ આપી છે; નહિતર ઈશ્વરને અનેકરૂપે-જડ જગત અને ચેતન જીવો-રૂપે પ્રગટ થવાનું કારણ જ ન રહેત. એ કદી ભૂલવાનું નથી કે આપનારની તે તે પ્રકારની મૂડી-પછી એ જ્ઞાન ધન સેવા શરીરબળ બુદ્ધિ આદિ રૂપમાં રહેલી ગમે તે પ્રકારની હોય તે એના સદ્વ્યયથી વૃદ્ધિ જ પામે છે. સન્માર્ગે પોતાનું ધન વાપરનારા દાનવીરોની સંપત્તિ પણ સદા વધતી જ જોવા મળે છે, કારણ કે એવા દાનવીરો સ્વાર્થ ખાતર સંપત્તિનો દુર્વ્યય કરતા નથી અને તેથી વેડફાવાનો કોઈ ભય નથી. શેઠશ્રી હરિદાસભાઈને પ્રભુએ સંપત્તિ આપી તો એઓશ્રી પોતાની શક્તિ અને સમજ પ્રમાણે આપી છૂટે છે.

આજે રચાવા માંડેલી નવા પ્રકારની સમાજરચનામાં મૂડીવાદ કેટલો ટકી રહેશે એ કહેવું મુશ્કેલ થતું જાય છે; એવા સમયમાં ધનિકોએ વિશેષ સાવધાન થવું પડશે. પોતાની સંપત્તિનો વિનિયોગ સમાજને ઉપયોગી થવામાં જેટલો વધુ કરવામાં આવશે તેટલી સ્થિરતા એમને વિશેષ મળશે. 'જોઈતું જ સંગ્રહો, વધારે હોય તેનો સદ્વ્યય કરો' આ સૂત્રનું અવલંબન જ આજ ધનિકોને માટે હિતકર નીવડશે એવું નવા ઉપસ્થિત થતા સંયોગ આપણને શીખવે છે. વારસા-વેરા જેવી લાલબત્તી સરકારે આજે ધનિકો સામે ધરી છે. બેશક, સરકારને વારસા-વેરામાંથી મળતી અને મળવાની સંપત્તિ દેશહિતનાં કાર્યોમાં જ ખર્ચાવાની છે; પણ એ તો જે સમયે જે પક્ષ સત્તા ઉપર હોય તેની વિચારસરણી અને નીતિને અનુરૂપ થાય તે રીતે. સર્વસામાન્ય પ્રજાનું આ વિચારસરણી કે નીતિ પ્રમાણે હિત હોય પણ ખરું, યા એકાંગી પણ હોય; પ્રજાના બધા જ વર્ગ આ સાથે કેટલાક દાખલામાં સહમત ન પણ હોય. આવા સંયોગોમાં પોતાની ઈચ્છા પ્રમાણે પોતાની સંપત્તિનો પોતાને ગમતાં તેવાં ધાર્મિક અને સમાજ-હિતનાં કામોમાં અગાઉથી જ વિનિયોગ શા માટે કરી લેવામાં ન આવે? સારું તો એ છે કે પોતાના ઉપભોગને માટે પૂરતી થઈ રહે તેટલી જ સ્થાવર મિલકતો રાખી વધારાનાં રહેતાં નાણાંનો જનસમાજનાં કલ્યાણ કાર્યોમાં જ ઉપયોગ કરતા રહેવું. આ રીતે ધાર્યો વિનિયોગ સાધી શકાય. સુવિચારી ધનિકો આ વિષયમાં સાવધાન છે અને એ રીતે યથાસમય પોતાનાં નાણાંનો સદ્વ્યય સાધ્યે જાય છે. એવા ધનિકોમાં શેઠશ્રી હરિદાસભાઈનું નામ મૂકી શકાય એમ છે.

અમદાવાદના ધનિકોને પોતાનાં નાણાંનો સદ્વ્યય કરતાં આવડે છે. બ્રાહ્મણવર્ય શેઠશ્રી રણછોડલાલ છોટાલાલ અને એમના વારસો, નગરશેઠ હેમાભાઈ અને એમના વારસો, શેઠશ્રી લાલભાઈ

દલપતભાઈ અને એમના વારસો, અને એવાં અનેક ધનિક કુટુંબોની અમદાવાદના સામાજિક ઉદ્ધારમાં મોટી સેવાએ છે. આજે અનેક ધાર્મિક અને કેળવણીની સંસ્થાઓ—સામાજિક ઉદ્ધારની સંસ્થાએ અમદાવાદમાં ફાલતીફૂલતી રહી છે તેનું શ્રેય આવાં ધનિક કુટુંબોને છે જ. આ પરંપરામાં જૂના ઘરાણાદાર ધનિકો તેમજ નવા થયેલા અને થતા ધનિકો સદા સચિંત અને સાવધાન રહે અને અનુકરણીય કાર્યો કરે એવી અપેક્ષા રજૂ કરતાં વૈષ્ણવોમાંથી શેઠશ્રી અમૃતલાલ હરગોવિંદદાસ અને શેઠશ્રી ભોલાભાઈ દામોદરદાસે જેમ કેળવણીના કાર્યમાં ધરખમ ફાળો આપ્યો છે તેવો જ ફાળો શેઠશ્રી હરિદાસભાઈએ પણ આપ્યો છે. અને એ રીતે અત્યાર સુધી જે કાંઈ પણ સત્કાર્ય એમણે કર્યાં છે તેના ઉપર કળશ ચડાવ્યો છે એમ હું માનું છું.

એઓશ્રીએ જીવનનાં ૭૫ વર્ષ પૂરાં કર્યાં એ મંગલ પ્રસંગને એમના સદ્ગુણોથી પ્રેરાયેલા સજ્જનોએ સમાદર કરી એમનો આ પ્રસંગ એક હીરક મહોત્સવ ગ્રંથથી ઊજવાય એ દૃષ્ટિએ હીરકમહોત્સવ સમિતિને આદેશ આપ્યો. આ આદેશને અનુસરી આ ગ્રંથના સંપાદનનું કાર્ય જાણીતા વિદ્વાન પં. વિષ્ણુદેવ સાંકળેશ્વર, એમ. એ., 'વેદાંતશાસ્ત્રી'ને સોંપવામાં આવ્યું. એમણે શેઠશ્રીના જીવનની સુવાસને 'જીવન-પ્રયાગ' એવું નામ આપી જીવનચરિત–વિભાગને 'જીવનગંગા', શેઠશ્રીએ અનેક પ્રસંગે આપેલાં પ્રેરક ભાષણોમાંથી ઉત્તમ પ્રકારનાં ભાષણ તારવી લઈ એ વિભાગને 'જીવનસરસ્વતી', અને શેઠશ્રીના સંપર્કમાં આવેલા તેમજ એમના સૌજન્યની મધુરપનો જેમણે આસ્વાદ લીધો છે તેવા અનેક મહાનુભાવ સંતપુરુષો અને વિદ્વાનો તેમજ અનેક મિત્રો તરફથી મોકલવામાં આવેલા સંદેશાઓમાંથી મહત્ત્વનો ભાગ તારવી લઈ એ વિભાગને 'જીવનયમુના' એ મથાળે એક પ્રકારનો સુભગ ત્રિવેણી-સંગમ રજૂ કરી આપ્યો છે. શેઠશ્રીમાં

આ ત્રિવેણીસંગમ મૂર્ત થયેલો પણ જોવામાં આવે છે એ આપણે એમની 'જીવનગંગા'માંથી પણ જોઈ જાણી શકિયે છિયે એમની 'જીવનગંગા'માં રજૂ થતી 'જીવનમાધુરી' 'જીવનની ઉપાસે' 'જીવનવ્યવસાય' 'જીવનસુવાસ' 'જીવન ધારણા' 'જીવન સૌરભ' અને 'જીવનજ્યોત' એ સાત ધારા શેઠશ્રીના વ્યક્તિત્વનો પરિચય આપી જાય છે. આ પ્રત્યેક એકમેકથી સ્વતંત્ર છે અને એનો પ્રવાહ પણ અબાધિત રીતે પોતામાં જ વહ્યો જાય છે; છતાં એ સાતે ધારા ગંગાની સપ્ત ધારાઓની જેમ અખંડ અને એકાત્મક રીતે ઓતપ્રોત છે, અને એમાંથી જ શેઠશ્રીનું સ્વરૂપ ખડું થાય છે.

લેખક મહોદયે આ પ્રત્યેક ધારાને સ્વતંત્ર સુભાષિત શ્લોકથી શરૂ કરી ગુજરાતી સમશ્લોકી અનુવાદથી પ્રગટ કરી છે. આ શ્લોક જ તે તે ધારાનું ઉત્થાન કરી એને આગળ વહેવડાવે છે. એ રીતે સમગ્ર ધારા આ શ્લોકમાં મૂર્ત થતા વિચારનો જ વિકાસ છે. તે તે ધારા શેઠશ્રીના જીવનનો એક એક ગુણ થઈ રહે છે. લેખકની રસળતી કલમે દોડનો વિચારપ્રવાહ વાચકના ચિત્તંત્રને લેખકના હૃદયની સાથે એકાત્મક કરી દે એવી રમતિયાળ અને છતાં ગૌરવપૂર્ણ શૈલી આપણને આમાં અનુભવગોચર બને છે. ધારાઓનું પ્રત્યેક વાક્ય મુક્તકોની જેમ પોતાની ઓઈથી વાચકના ચિત્તંત્રને પ્રકાશિત કરી દોરામાં પરોવાયેલા મણકાઓની જેમ સળંગસૂત્રતા સાધી આપે છે. આમાં લેખકની બહુશ્રુતતા સાથોસાથ સંકલના-નિપુણતા પણ આપણા અનુભવનો વિષય બની રહે છે.

બીજો વિભાગ 'જીવન-સરસ્વતી'નો છે. શેઠશ્રીએ જુદા જુદા અસંખ્ય પ્રસંગોએ આપેલાં પ્રવચનો-વ્યાખ્યાનો-ની વિપુલતા ઘણી જ છે. એમાંથી શેઠશ્રીના વિચાર-દેહનો યથાતથ ખ્યાલ આવે એ રીતે એવાં વ્યાખ્યાનોમાંથી કેટલાંક વ્યાખ્યાન તારવી લઈને એને ચાર વિભાગમાં વિભક્ત કરવામાં આવ્યાં છે:

૧. ધર્મ અને ભક્તિભાવના, ૨. જ્ઞાતિસેવા, ૩. ઉદ્યોગ-વ્યવસાય, અને ૪. વિવિધ ક્ષેત્રે.

આ વ્યાખ્યાનોનો અભ્યાસ કરી લેખક મહોદયે ક્રમબદ્ધ સંકલન કર્યું છે. એમણે એવા પ્રત્યેક વ્યાખ્યાન ઉપર આવું પ્રસંગચિત્રણ આપીને વ્યાખ્યાનની સંગતિ અને યથાર્થતાનો પરિચય સુકર કરી આપ્યો છે પહેલા વિભાગમાં રજૂ થતાં ૧૪ વ્યાખ્યાનોમાં શેઠશ્રીની ધાર્મિક અને ભક્તિભાવથી ભરેલી વિચારકણિકાઓ મૂર્ત કરી આપે છે. ૭૫ વર્ષ જેવું તેજસ્વી આયુષ ભોગવનાર વ્યક્તિમાં ધાર્મિક જીવન જ પ્રાણરૂપ હોય છે એ આ વ્યાખ્યાનોના વાચનથી પહેલી જ નજરે સ્પષ્ટ થઈ જાય છે. ૭૫ મે વર્ષે પણ બુદ્ધિની સંપૂર્ણ સ્થિરતા એ શેઠશ્રીના ધાર્મિક જીવનની જ પ્રતિચ્છાયા છે એ એમના સંપર્કમાં આવેલાઓના પણ જોવામાં આવે છે. એમ કહિયે તો ખોટું નથી કે શેઠશ્રીના જીવનમાં ધર્મ એ મુખ્ય વસ્તુ છે. જ્ઞાતિસેવા ઉદ્યોગ-વ્યવસાય તેમજ સમાજસેવા વગેરે વિવિધ ક્ષેત્રે આપેલી સેવાઓ ધર્મના જ અંગભૂત બની રહે છે એ એમના બાકીના ત્રણે વિભાગોનાં ભાષણોમાંથી વ્યક્ત થાય છે. એમાં સર્વત્ર 'ધર્મ' ઓતપ્રોત પડ્યો છે. ઉદ્યોગ-વ્યવસાયમાં પણ એમનું પ્રામાણિક માર્ગદર્શન ધર્મદૃષ્ટિથી જ ભરેલું જોવા મળે છે. એઓશ્રી નીતિના પક્ષપાતી છે અને તેથી એમના વ્યવહારોપદેશમાં કે નાનાં સલાહ-સૂચનોમાં પણ નીતિમત્તા અને સદાચારવૃત્તિ જ અનુભવગોચર બને છે. એ ધર્મ અને એ ભક્તિભાવના એમના હૃદયમાં ઓતપ્રોત બની રહેલી હોવાને કારણે જ એમની મુખ-સરસ્વતી પણ એ ભાવોથી તરબોળ છે. એ રીતે આ વિભાગનું નામ લેખકે 'જીવન-સરસ્વતી' આપ્યું છે તે સાર્થક થઈ રહે છે.

'જીવન-યમુના' એ ત્રીજો વિભાગ છે. એમણે પ્રસરાવેલી સુવાસ કેટલી અને કેવી વ્યાપક છે એ આ વિભાગના ભારત-

વર્ષના અનેક પ્રાંતોમાંથી વહી આવેલા સંદેશાઓમાં લેવાનું ભાગ્ય આપણને મળે છે. સંતપુરુષો અને મહાનુભાવ આચાર્યોએ એમના 'હીરક ગ્રંથ'ને પોતાના શુભાશીર્વાદોથી નવાજ્યો છે અને એમના પ્રતિ સંમાન અને સદ્ભાવ ધરાવતા અનેક સદ્ગૃહસ્થો. સ્નેહી મિત્રો આદિની શુભભાવનાઓ આપણને આ વિભાગમાં વાંચવા મળે છે. જેમ 'જીવન-ગંગા' શેઠશ્રીનું ઉદાત્ત વ્યક્તિત્વ સાત ધારાઓમાંથી એકાત્મક રૂપે મૂર્ત કરી આપે છે, અને જેમ 'જીવન-સરસ્વતી' શેઠશ્રીના વિચાર-દેહને યથાર્થ સ્વરૂપમાં રજૂ કરી આપે છે, તેવી રીતે આ 'જીવન-યમુના'માં સંકલિત થયેલી શુભાશિષો અને શુભ ભાવનાઓમાંથી પણ અન્ય હૃદયોમાં રહેલા શેઠશ્રીના વ્યક્તિત્વનું દર્શન આપણને સુલભ બને છે. એ રીતે આખું વ્યક્તિત્વ ત્રિવેણીના સંગમરૂપે 'જીવન-પ્રયાગ'નું એકાત્મક સ્વરૂપ ખડું કરે છે; અને એ રીતે લેખકના હૃદયમાં ખડો થયેલો 'જીવન-પ્રયાગ' ભાવ સાર્થકતા પ્રાપ્ત કરે છે.

આપણને અહીં એક પ્રશ્ન થશે કે લેખકે આ ગ્રંથનું નામ 'જીવન-પ્રયાગ' શા માટે રાખ્યું. જીવન એ 'પ્રયાગ' જ છે. એમાં ગંગા સરસ્વતી અને યમુનાના ત્રિવિધ પ્રવાહની પ્રયાગરાજમાં જે પ્રમાણે એકાત્મકતા થાય છે તે પ્રમાણે 'જીવન'માં પણ જીવન કવન અને સદ્ભાવનની એકાત્મકતા થાય તો જ એવા જીવનની સફળતા છે. લેખકને મુખ્યત્વે અભિપ્રેત તો શેઠશ્રીના જીવનની ત્રિવિધતાનો પરિચય સુલભ બનાવવાનું છે. એ જ માટે એમણે 'જીવન-ગંગા'ની સાથોસાથ શેઠશ્રીની 'જીવન-સરસ્વતી' અને અન્ય સહૃદયો તરફથી વહેવડાવવામાં આવેલી 'જીવન-યમુના'નો સુભગ યોગ એક સ્થાને એકત્રિત કરી આપવાનું વિશિષ્ટ કાર્ય કર્યું છે અને એ રીતે લેખન-કળાની સાથે સંપાદનકળાનો પણ સમન્વય કરી આપ્યો છે. આવો કળા-મેળ સુલભ નથી. એ કરી આપીને લેખકે આ ગ્રંથની ઉપયોગિતા સાધી આપી છે એ કાંઈ ઓછા

અભિનંદનનો વિષય નથી. એ સાથે ભાઈશ્રી ગજાનન વિ. જોશીના નામનો ઉલ્લેખ પણ અહીં કરવો ઘટે છે, જેમણે બધી જ લેખન-સામગ્રીનો સારો સંગ્રહ કરીને આ ગ્રંથના લેખકને બધી સામગ્રી પૂરી પાડી છે. છેલ્લે મારા મિત્ર શ્રી. ચંપકલાલ છ. નાયક, 'સંગીત-વિશારદ' (ભાતખંડે સંગીત મહાવિદ્યાલયના આચાર્ય)ને પણ ભૂલી શકાય નહિ. શેઠશ્રીનાં પ્રિય પદો-કીર્તનોને રાગાદિથી એમણે સમૃદ્ધ કરી આ સંગ્રહમાં મૂક્યાં છે; એટલું જ નહિ, એ પદો-કીર્તનો જળવાઈ રહે એ માટે ટેપ-રેકર્ડિંગ પણ રજૂ કરી આપ્યું છે.

# જીવનપ્રયાગને આરે

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः।
करणं परोपकरणं येषां केषां न ते वन्द्याः ॥ सुभाषितम् ॥

પ્રસન્નતા આ મુખમાં વસેલ, હૈયે દયા અમૃત મીઠી વાણી,
પરોપકારો કરતા રહે જે એ સજ્જનો વંદનયોગ્ય સૌને

શેઠશ્રી સાથેના સંપર્કમાં આવતાં, મારા મન પર તેમની નિખાલસતા અને સરળતાની છાપ પડેલી છે, તેને 'જીવનપ્રયાગ' રૂપે પ્રગટ થતા આ ગ્રંથમાં રેખાબદ્ધ દોરવાની તક મને સાંપડી છે, તેને હુ પ્રભુની કૃપા માનુ છુ આજે પણ શેઠશ્રીને જોતાં જ મને 'અમદાવાદ'ની વિશેષ વ્યક્તિનાં લક્ષણ જોવાને મળે છે એ अहम्मदावाद કે અહેમદાબાદ નથી, પણ એ જાણે કે શુદ્ધ સંસ્કૃત શબ્દ ન હોય કે જેની વ્યાખ્યા આમ કરી શકાય! 'અમદ' અને 'અવાદ' તેને કોઈ ધન, સત્તા વગેરેનો મદ નથી તેમજ તેને કોઈ સામ્યવાદ, ગાંધીવાદ, મૂડીવાદ વગેરે વાદ નથી તેને કુદરતી રીતે 'કોઠાસૂઝ' મળેલી છે અને તેથી ઉદાર દિલથી બધાંની સાથે મન ખોલીને વાતો કરે છે, સહકાર આપે છે અને ધન વગેરેનાં દાન કરે છે શેઠશ્રી એ લક્ષણ ધરાવતા 'અમદાવાદ'ની એક વિશિષ્ટ આદરણીય વિભૂતિ છે, જેના હૈયે સર્વને આવકાર છે

એ શેઠશ્રીના હીરક મહોત્સવને અનુરૂપ થાય અને તેમના દીર્ઘ, ઉદાર જીવનની સ્વચ્છ સુરેખ નોંધ કાયમ ટકે, એ હેતુથી 'સમારંભ ગ્રંથ' તૈયાર કરવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું ત્યારે તેના લેખન અને સંપાદનના કાર્યની મહત્તા મને દેખાઈ લેખનકાર્ય શરૂ કરતા પહેલાં શેઠશ્રીના જીવનની વિવિધ વિગતો અને માહિતીઓ એકઠી કરવામાં આવી. જીવનને અનુલક્ષીની વિશિષ્ટ તવારીખો અને ઘટનાઓ ભેગી કરવામાં સારો એવો પરિશ્રમ ખેડવામાં આવ્યો છે. એ તવારીખો અને ઘટનાઓ નોંધતા તો મોટો એવો ગ્રંથ થાય, એ કારણે મધમાખી મધનો સંચય કરે એ રીતે, મે શેઠશ્રીના જીવનમાંથી વિશિષ્ટ ઘટનાઓ ઉપાડી લઈને તેમાંથી 'ચરિતકથા'નુ સ્વતંત્ર સ્વરૂપ ઘડી લીધુ છે આમ કરવા જતાં માહિતીઓ અને ઘટનાઓનાં સંકલન કદાચ નહિયે સચવાયાં હોય, પરંતુ આ સંકલનથી એક સ્વતંત્ર નવન સ્વરૂપ તો મળેલુ જ છે, જે ચરિતનાયકના ગુણદર્શનનુ સુરેખ ચિત્ર રજૂ કરે છે

એ રીતના સ્વરૂપ-આલેખનમાંથી જ 'જીવનપ્રયાગ' નામ ગ્રંથને મળેલુ છે, જેમા 'જ્ઞાન-ગંગા' 'જીવન-સરસ્વતી' અને 'જીવન-યમુના'

એ ત્રણ વિભાગમાં શેઠશ્રીનાં જીવન, પ્રવચન અને સદ્ભાવન એવા ત્રણ પ્રકાર રજૂ થાય છે. 'જીવન-ગંગા'માં સાત પ્રકરણ છે. પહેલા પ્રકરણમાં સારરૂપે જીવનની સમગ્ર રેખા સૂત્રરૂપે રજૂ થાય છે, તે જ પછીનાં ૭ પ્રકરણોમાં વિસ્તાર પામે છે.

સંસ્કૃત સુભાષિતના શ્લોકોથી દરેક પ્રકરણની શરૂઆત થાય છે, તેમાં પ્રકરણમાં રજૂ થતી ભાવનાનું સૂચન છે અને તે રીતે પ્રકરણની ઉત્થાનિકામાં સામાન્ય ચર્ચા કરીને શેઠશ્રીના જીવનની ઘટનાને વણી લીધી છે. એ પ્રકાર સ્વતંત્ર રીતે હોવા છતાં જીવનના રેખાચિત્રને ઉઠાવવામાં મને સહાયક બન્યો છે. 'જીવન-ગંગા'ની એ સાત ધારાઓમાં શેઠશ્રીના જીવનપ્રવાહને રજૂ કરવાનો મારો એ પ્રયાસ સહૃદય ગુણીજનોને આદરણીય બનશે.

'જીવન-સરસ્વતી' એ બીજા વિભાગમાં શેઠશ્રીનાં સંગૃહીત વ્યાખ્યાનોમાંથી તારવી લીધેલાં 'વિચાર-કંડિકાઓ' કહી શકાય! જો કે શેઠશ્રીના લાંબા પ્રવૃત્તિપરાયણ જીવનમાં વ્યાખ્યાન-પ્રવચનોના પ્રસંગો ઘણા છે, તોપણ તેમાંથી થોડા જ વ્યાખ્યાન પ્રવચનો અહીં સંગૃહીત કર્યાં છે અને દરેક પ્રવચનની શરૂઆતમાં ભૂમિકા બાંધી આપી છે, તે પરથી શેઠશ્રીના વિચારો અને પ્રવૃત્તિઓનો આછો ખ્યાલ આવી શકશે

'શેઠશ્રી હરિદાસ હીરક ગ્રંથ સમિતિ' એ શેઠશ્રી સાથે નિકટ પરિચયમાં આવેલા સંત પુરુષો, મહાનુભાવો અને સહૃદય-સ્નેહીજનો સાથે પત્ર વ્યવહાર કરીને તેમની શુભાશિષ અને સદ્ભાવનાઓ મેળવી લીધી છે, તેનો સંગ્રહ 'જીવન યમુના' એ ત્રીજા વિભાગમાં થાય છે. આમાં બધા જ પત્રો કે પત્રોની સંપૂર્ણ વિગત આપી શકાઈ નથી, તોપણ દરેક સંદેશનાં મથાળાં બાંધીને તેમજ પત્રલેખક મહાનુભાવોના હસ્તાક્ષરની પ્રતિલિપિ મૂકીને વિશિષ્ટતા સાચવી છે અને તે રીતે 'જીવન-યમુના' દ્વારા શેઠશ્રી પ્રતિની સદ્ભાવનાનાં દર્શન આપણે મેળવ્યાં છે.

એ રીતે 'જીવન પ્રયાગ',—ગંગા, યમુના અને સરસ્વતી-ત્રિવેણીના સંગમસ્થાન પર શેઠશ્રીનાં જીવન, પ્રવચન અને સદ્ભાવન રજૂ કરવામાં મને જે **સ્વાન્ત સુખ**નો અનુભવ થયો છે તેમાં સહૃદય વિવેચક, સાક્ષર અને પાઠકગણ સમભાગી બને, તેવી પ્રભુ પાસે વિનમ્ર પ્રાર્થના છે.

તા. ૧૧-૨-'૫૭
ઘનશ્યામ નિવાસ
સ્વામીનારાયણના મંદિર પાસે
અમદાવાદ-૧

# અનુક્રમ



## જીવન-ગંગા—પ્રથમ ખંડ



## જીવન-સરસ્વતી—બીજો ખંડ



## જીવન-યમુના—ત્રીજો ખંડ



## પરિશિષ્ટો

# ચિત્ર—સૂચિ

# પ્રિય પદો

## (૧)

### રાગ આસાવરી

મિલેંગે કબ (વે) મનકે અનુરાગી.
શ્રીવલ્લભ-વચનામૃત સીંચત,
જ્યોં ચકોર લે લાગી.
જિનકે નામસ્મરણુ માત્ર સે
જાત અવિદ્યા ભાગી— મિલેંગે૦ ૧
આનંદ રોમ રોમ ભર આવત,
સુખ ઉપજાવત સોહાગી.
જિનકે પાછેં ગિરિધર ડોલત,
પ્રેમપુંજરસ પાગી— મિલેંગે૦ ૨
રસિક કહે છિન તાકો સંગ કર
સોઈ દાસ બડભાગી. મિલેંગે૦ ૩

—શ્રીહરિરાયજી

## (૨)

### રાગ ભૈરવી

હરિ હરિ છાંડકેં દૂસરી ન કીજે બાત,
એક એક ઘરી સો કરોરનકી જાત હૈ;
ઘરી પલ દિન ખોય, ફેર હૂ ન આવે કોય,
છિનભંગુર દેહ તામે, મરન જૈસી ઘાત હૈ
હરિકો સંભાર, બેગ બકવો બિસાર ડાર,
તજ અમૃત, વિષ કાહેકો તૂ ખાત હૈ.
કહે હરિદાસ યે શ્વાસકો વિશ્વાસ નહીં.
એક એક ઘરીમેં નિકસ નિકસ જાત હૈ.

—શ્રીહરિદાસ

(૩)

રાગ જયજયવંતી

**પદ**

નેન સુફલ વ્રજપતિ અવલોકે;
રસના સુફલ જિને ગોવિંદ ગૈએ;
નાસા સુફલ જિન સુગંધ પ્રસાદી.
શ્રવન સુફલ જિન હરિ ચિત્ત લૈએ.
સીસ સુફલ જો નમે નાથકો.
દેહ સુફલ જિન દંડવત્ પૈએ.
હસ્ત સુફલ જિન હરિજીકી સેવા.
ભોજન રુચિ ગોપાલ જમૈએ.
ચરન સુફલ જિન હરિજન સંગત,
અતિહી આતુરસોં ઉઠ ધૈએ.
ગોવિંદ પ્રભુ પ્રિય વહ ગત જાકી,
સો જન શ્રીકૃષ્ણ-મન લૈએ.

—શ્રીગોવિંદ સ્વામી

(૪)

રાગ સોહની

ગિરધર જબ અપનો કરિ જાને.
જાકે મન ભકતનકી સેવા,
ભકત-ચરણરજ સદા લુભાને.
ભકતનમેં મતિ, ભકતનસોં ગતિ,
હરિજન હરિ એકો કર જાને.
કૃષ્ણદાસ મન વચન કર્મ કર,
હરિજન સંગ હરિ ઉર આને.

—શ્રીકૃષ્ણદાસજી

(૫)

**દોહરા**

જોલોં મનમેં ગર્વતા, તોલોં પ્રભુ સોં કોસ.
કૃપા ભઈ તબ જાનિયેં, દીખેં અપને દોસ.
દોસ જો દેખેં ઔરકો, તાસોં હોત બિગાર.
રાત દિના સોચત રહે, અપને દોસ બિચાર.

विष्णोः संगतिकारिणी, हरजटाजूटाटवीचारिणी,
प्रायश्चित्तनिवारिणी, जलकणैः पुण्यौघविस्तारिणी।
भूभृत्-कन्दरदारिणी, निजजले मज्जज्जनोत्तारिणी,
श्रेय-स्वर्गविहारिणी विजयते गंगा मनोहारिणी॥

[कवि कालिदास]

વિષ્ણુના પગથી વહી, હરજટાજૂટે પછી તે વસી;
પ્રાયશ્ચિત્ત નિવારતી, જલકણે પુણ્યૌઘ વિસ્તારતી;
ગુફા પર્વતમાં રચે, નિજ જલે ન્હાતાં જનો તારતી;
સ્વર્ગે શ્રેય વિશે વિહાર કરતી ગંગા મનોહારિણી.

## અનુક્રમ

१

## જીવન-માધુરી

एकान्तलाभं वचसोऽनु पुंसां
सुश्लोकमौलेर्गुणवादमाहुः ।
श्रुतेश्च विद्वद्भिरुपकृतायां
कथासुधायाम् उपसम्प्रयोगम् ॥ (ભાગવત)

શ્રીકૃષ્ણના પુણ્ય ગુણાનુવાદ,
એ વાણીનો એક મહાન લાભ.
વિદ્વાનના જે મુખમાં વસેલ
કથાસુધામાં નિજ કર્ણ જોડ.

જીવનની કોઈક ધન્ય પળે સત્સંગ થાય છે અને સત્સંગની મઘમઘતી સુવાસ ફેલાતાં હરિભક્તિ જાગે છે.

અમદાવાદના નાગરિક જનો સત્સંગપ્રેમી છે. એને આંગણે અનેક વિદ્વાનો, સંતો, ભક્તો, સમાજસેવકો, રાષ્ટ્રપુરુષો આવે છે. એમનાં જાહેર પ્રવચનો ઉપરાંત ખાનગી મુલાકાતો અને વાર્તાલાપો ગોઠવાય છે. અતિથિઓને આદર આપવાનો એ વિશેષ પ્રકાર છે અને અતિથિધર્મ બજાવી નાગરિક પોતાને ધન્ય ગણે છે.

વેદમૂર્તિ શ્રીપાદ દામોદર સાતવળેકરજી વેદસાહિત્યના પ્રચાર માટે અમદાવાદ આવ્યા હતા. એમના એક જાહેર સમારંભમાં શેઠશ્રી હરિદાસ પ્રમુખ હતા. બંને વયને કારણે વૃદ્ધ તો હતા જ, એમાં પંડિતજી હતા જ્ઞાનવૃદ્ધ અને શેઠજી હતા અનુભવવૃદ્ધ.

બીજે દિવસે સવારે પંડિતજીને પોતાને બંગલે બોલાવ્યા, નિજમંદિરમાં બિરાજતા ઠાકોરજીનાં દર્શન કરાવ્યાં, અને અત્યંત પરિચિત સ્નેહીજનો મળે એ રીતે વાર્તાલાપ શરૂ થયો.

પંડિતજીના મનોભાવ જાણવા શેઠે નમ્રતાથી પૂછ્યું :

'પંડિતજી! આપના જીવનનું પ્રિય કાર્ય શું?'

પંડિતજીએ અત્યંત નમ્રતાથી જણાવ્યું કે

'વેદસાહિત્યના પ્રચારમાં મારું જીવન ગયું છે, પણ મારા હૈયાની વાત કહું તો, મને બે કાર્યો અત્યંત પ્રિય છે: એક ગોસેવા અને બીજું વ્યાયામ.'

શેઠજી તરત જ બોલી ઊઠ્યા: 'આ તો મારા મનની જ વાત તમે કહી. જીવનમાં મારે પણ ઘણાં કામ કરવાં પડે છે; પરંતુ મને જીવનમાં પ્રેમ હોય તો એ ગોસેવા અને વ્યાયામનો'

અને પછી શેઠજીએ પૂછ્યું :

'પંડિતજી! તમે કયો વ્યાયામ કરો છો?'

એ પ્રશ્નનો ઉત્તર વાણીથી આપવા કરતાં કાર્યથી આપવો વધારે સારો છે એમ સમજીને પંડિતજીએ કચ્છ ભીડ્યો અને ત્યાં ને ત્યાં જ એમણે સૂર્યનમસ્કાર કરી બતાવ્યા. પોતાનાથી પણ ઉમ્મરમાં વધારે એવા પંડિતજીનો એ જુસ્સો જુવાનને શરમાવે તેવો હતો. એમના સત્સંગથી પ્રમાદ, આળસ અને ઉદાસીનતા ક્યાંય દૂર થઈ જાય! એ પંડિતજી માટે શેઠને વિશેષ આદર

જાગ્યો અને જીવનની પોતાની પ્રિય વસ્તુનો મહિમા એમણે વિશેષે ગાયો.

બેએક વર્ષ પર આ મુલાકાત ગોઠવાઈ હતી. આજે પંડિતજીએ નેવું વર્ષ પૂરાં કર્યાં છે અને શેઠશ્રી હરિદાસે પંચોતેરમા વર્ષમાં પ્રવેશ કર્યો છે.

સંવત ૧૯૩૭ના આષાઢ સુદિ ત્રીજને દિવસે શેઠશ્રીનો જન્મ થયો છે. વીસમે વર્ષે અભ્યાસ પૂરો કરી એમણે મિલ-ઉદ્યોગ-વ્યવસાયમાં એકવીસમે વર્ષે પ્રવેશ કર્યો, ને આજ સુધી એ વ્યવસાયને પ્રિય ગણીને પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી છે.

એક વિદ્યાર્થી તરીકે એમનું જીવન તેજસ્વી હતું. અભ્યાસ ઉપરાંત રમત-ગમત અને વ્યાયામ-ક્રીડામાં એમણે સારો શોખ કેળવ્યો હતો; એને કારણે પહેલેથી જ શરીરનો બાંધો કસાયેલ, ચપળ અને વિશેષ સ્ફૂર્તિભર્યો રહેલો છે. વ્યવસાય-ધંધામાં જોડાયા પછી પણ હરવું, ફરવું, ચાલવું, તેમજ વ્યાયામની પ્રવૃત્તિમાં એઓ ભાગ લેતા રહ્યા છે.

મિલ-ઉદ્યોગ-વ્યવસાયના એક સફળ સુકાની તરીકે એમની કારકિર્દી જ્વલંત છે. આરંભમાં માણેકલાલ હરિલાલ મિલનું સુકાન એમણે હાથમાં લીધું અને પોતાના પિતાશ્રીને ચિંતામુક્ત કર્યા. એ મિલના સફળ સંચાલનથી શેરહોલ્ડરો, સ્ટાફના સભ્યો અને મજૂરો સૌના એઓ પ્રીતિપાત્ર બન્યા. ઈ. સ. ૧૯૩૦માં એમણે વિજય મિલની સ્થાપના કરી. મિલ-ઉદ્યોગમાં એ રીતે એમનું પગલું સાહસિક વહીવટનું એક જ્વલંત દૃષ્ટાંત છે. વળી એ જ વર્ષમાં ભરૂચની મુંબાઈ ઈલાકાની સૌથી જૂની ગણાતી મિલને પોતાને હસ્તક લઈ, સતત મહેનત અને ઝીણી કુનેહથી એ મિલને વ્યવસ્થિત બનાવી. પૂર્વે 'વિઠ્ઠલ મિલ' નામે ઓળખાતી મિલ આજે એમની 'ગોપાળ મિલને' નામે ઓળખાય છે.

સમાજને ઉપયોગી કલ્યાણકારક પ્રવૃત્તિઓમાં એમણે પચીશમે વર્ષેથી રસ લેવો શરૂ કર્યો છે. મ્યુનિસિપાલિટીની સરકારનિયુક્ત કમિટીના એક સભ્ય તરીકે એમણે વર્ષો સુધી નગરજીવનના વિકાસમાં સક્રિય ભાગ લીધો છે. શહેરસુધરાઈનાં ઘણાં ખાતાંમાં એ રસ લેતા રહ્યા છે. નાગરિકોના વિચારો જાણવા એમણે પોળેપોળની મુલાકાત લીધી હતી. પોતે સરકાર-નિયુક્ત સભ્ય હોવા છતાં, શહેરીઓના હિતમાં એઓ પોતાનો સ્વતંત્ર મત રજૂ કરતાં ચૂકતા નહિ. પાણીના કરભારણમાં હિંમત-પૂર્વક એમણે ચોખ્ખો વિરોધ કર્યો હતો.

'અમદાવાદ મિલમાલિક મંડળ'ના સભ્ય તરીકે એઓ ઈ. સ. ૧૯૦૮ થી જોડાયા હતા અને સ. ૧૯૩૯–૪૦ ના વર્ષમાં એમની મિલમાલિક મંડળના પ્રમુખ તરીકે વરણી થઈ હતી. એ વખતે મહાયુદ્ધનાં નગારાં વાગતાં હતાં. એની અસર સમાજ-જીવન પર ઘણી માઠી હતી. માણસનો નિર્વાહખર્ચ વધી રહ્યો હતો. મિલમજૂરો તરફથી મોંઘવારી ભથ્થાની માગણી થઈ. અમદાવાદની બધી જ મિલોની સ્થિતિ એકસરખી નહોતી; આર્થિક સંજોગો કથળેલા હતા; બંને પક્ષો વચ્ચે ખૂબ જ સંઘર્ષની સ્થિતિ ઊભી થઈ અને હડતાળનું જોખમકારી પગલું મજૂરો તરફથી ભરાવાનું હતું. એ કટોકટીની પળે શેઠશ્રીની સમતોલ બુદ્ધિએ બંને પક્ષો પર સારી અસર પાડી અને બંને પક્ષો વચ્ચે સમાધાન થયું.

'સમાધાનથી કામ લો' એ શેઠશ્રીના જીવનનું એક મહા-મોંઘું અમૂલ્ય સૂત્ર છે. હડતાળ સુધી જવું પડે એવી પરિસ્થિતિ એઓ બનતાં સુધી પોતાની મિલોના વહીવટમાં આવવા દેતા નથી. કટોકટીની પળે એઓ જાતે જઈને ઊભા રહ્યા છે. વહીવટી કલેશ કે અથડામણને પ્રસંગે એમની નિખાલસ વૃત્તિ કામ આવે છે અને તેથી શેઠશ્રી બધા પક્ષોનો પ્રેમ જીતી લે છે.

મિલ-ઉદ્યોગ ઉપરાંત બૅન્કિંગના વ્યવસાયમાં પણ. એઓ સક્રિય ભાગ લે છે. બૅન્કની પ્રતિષ્ઠા સાચવી રાખવામાં એમનો હિસ્સો આગળપડતો છે. એક બાજુ જ્યારે અસલ શરાફીની પેઢીઓ તૂટતી જાય અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ દેવાદાર બનતાં અનેક સામાન્ય જનોની મૂડી ખોરવાય ત્યારે રાષ્ટ્રને હિત કરતો એ બૅન્કિંગ વ્યવસાય નવે નવો હતો અને એને વિકસાવી લોકપ્રતિષ્ઠિત કરવાનું કામ એક આદરણીય ગણાતું. એમાં શેઠશ્રીની પ્રવૃત્તિએ વિશેષ આદર જગાવ્યો છે.

મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના નિકટ પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય અમદાવાદના કેટલાક નાગરિક જનોને મળેલું છે. દક્ષિણ આફ્રિકા છોડી મહાત્મા ગાંધીજી હિંદમાં આવ્યા અને એમણે અમદાવાદમાં વસવાનું શરૂ કર્યું. ગાંધીજી એક ઉચ્ચ કોટિના રાજકીય પુરુષ હતા, એમ છતાં એમણે જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં રસ લીધો હતો. એમની મુલાકાતે આવનાર સૌથી મોટો રાજકીય વડો હોય અગર નીચેની નીચી પાયરી પર રહેલો મામૂલી જન હોય, પણ સૌ કોઈ એમની મુલાકાત લઈ શકતું; એને કારણે અમદાવાદના નાગરિક જનોના વિકાસમાં પણ એમણે સક્રિય ફાળો આપ્યો છે. મિલમાલિક મંડળના એક અગ્રેસર સભ્ય તરીકે તેમજ ઉદાર હાથે ફંડફાળામાં મદદ કરનાર નેક દાનવીર ગૃહસ્થ તરીકે શેઠશ્રી ગાંધીજીના પરિચયમાં અવારનવાર આવતા હતા. શેઠશ્રીના માયાળુ નિખાલસ સ્વભાવની ગાંધીજીના મન પર સારી અસર હતી અને તેથી ગાંધીજીનો પ્રેમ એ મેળવી શકયા હતા.

સરદારશ્રીના ઘનિષ્ઠ સંબંધમાં આવવામાં શેઠશ્રીની જાહેર હિતકારી પ્રવૃત્તિઓ કારણભૂત બની છે. મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે અને જાહેર સેવાકાર્યો અંગે સરદારશ્રીની ઘણી વાર શેઠશ્રી

સમાજને ઉપયોગી કલ્યાણકારક પ્રવૃત્તિઓમાં એમણે પચીશમે વર્ષેથી રસ લેવો શરૂ કર્યો છે. મ્યુનિસિપાલિટીની સરકારનિયુક્ત કમિટીના એક સભ્ય તરીકે એમણે વર્ષો સુધી નગરજીવનના વિકાસમાં સક્રિય ભાગ લીધો છે. શહેરસુધરાઈનાં ઘણાં ખાતાંમાં એ રસ લેતા રહ્યા છે. નાગરિકોના વિચારો જાણવા એમણે પોળેપોળની મુલાકાત લીધી હતી. પોતે સરકાર-નિયુક્ત સભ્ય હોવા છતાં, શહેરીઓના હિતમાં એઓ પોતાનો સ્વતંત્ર મત રજૂ કરતાં ચૂકતા નહિ. પાણીના કરભારણમાં હિંમત-પૂર્વક એમણે ચોખ્ખો વિરોધ કર્યો હતો.

'અમદાવાદ મિલમાલિક મંડળ'ના સભ્ય તરીકે એઓ ઈ. સ. ૧૯૦૮ થી જોડાયા હતા અને સ. ૧૯૩૯–૪૦ ના વર્ષમાં એમની મિલમાલિક મંડળના પ્રમુખ તરીકે વરણી થઈ હતી. એ વખતે મહાયુદ્ધનાં નગારાં વાગતાં હતાં. એની અસર સમાજ-જીવન પર ઘણી માઠી હતી. માણસનો નિર્વાહખર્ચ વધી રહ્યો હતો. મિલમજૂરો તરફથી મોંઘવારી ભથ્થાની માગણી થઈ. અમદાવદની બધી જ મિલોની સ્થિતિ એકસરખી નહોતી; આર્થિક સંજોગો કથળેલા હતા; બંને પક્ષો વચ્ચે ખૂબ જ સંઘર્ષની સ્થિતિ ઊભી થઈ અને હડતાળનું જોખમકારી પગલું મજૂરો તરફથી ભરાવાનું હતું. એ કટોકટીની પળે શેઠશ્રીની સમતોલ બુદ્ધિએ બંને પક્ષો પર સારી અસર પાડી અને બંને પક્ષો વચ્ચે સમાધાન થયું.

'સમાધાનથી કામ લો' એ શેઠશ્રીના જીવનનું એક મહા-મૂલું અમૂલ્ય સૂત્ર છે. હડતાળ સુધી જવું પડે એવી પરિસ્થિતિ એઓ બનતાં સુધી પોતાની મિલોના વહીવટના આવવા દેતા નથી. કટોકટીની પળે એઓ જાતે જઈને ઊભા રહ્યા છે. વહીવટી કલેશ કે અથડામણને પ્રસંગે એમની નિખાલસ વૃત્તિ કામ આવે છે અને તેથી શેઠશ્રી બધા પક્ષોનો પ્રેમ જીતી લે છે.

મિલ-ઉદ્યોગ ઉપરાંત બૅન્કિંગના વ્યવસાયમાં પણ એઓ સક્રિય ભાગ લે છે. બૅન્કની પ્રતિષ્ઠા સાચવી રાખવામાં એમનો હિસ્સો આગળપડતો છે. એક બાજુ જ્યારે અસલ શરાફીની પેઢીઓ તૂટતી જાય અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ દેવાદાર બનતાં અનેક સામાન્ય જનોની મૂડી ખોરવાય ત્યારે રાષ્ટ્રને હિત કરતો એ બૅન્કિંગ વ્યવસાય નવે નવો હતો અને એને વિકસાવી લોકપ્રતિષ્ઠિત કરવાનું કામ એક આદરણીય ગણાતું. એમાં શેઠશ્રીની પ્રવૃત્તિએ વિશેષ આદર જગાવ્યો છે.

મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના નિકટ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય અમદાવાદના કેટલાક નાગરિક જનોને મળેલું છે. દક્ષિણ આફ્રિકા છોડી મહાત્મા ગાંધીજી હિંદમાં આવ્યા અને એમણે અમદાવાદમાં વસવાનું શરૂ કર્યું. ગાંધીજી એક ઉચ્ચ કોટિના રાજકીય પુરુષ હતા, એમ છતાં એમણે જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં રસ લીધો હતો. એમની મુલાકાતે આવનાર સૌથી મોટો રાજકીય વડો હોય અગર નીચેની નીચી પાયરી પર રહેલો મામૂલી જન હોય, પણ સૌ કોઈ એમની મુલાકાત લઈ શકતું; એને કારણે અમદાવાદના નાગરિક જનોના વિકાસમાં પણ એમણે સક્રિય ફાળો આપ્યો છે. મિલમાલિક મંડળના એક અગ્રેસર સભ્ય તરીકે તેમજ ઉદાર હાથે ફંડફાળામાં મદદ કરનાર નેક દાનવીર ગૃહસ્થ તરીકે શેઠશ્રી ગાંધીજીના પરિચયમાં અવારનવાર આવતા હતા. શેઠશ્રીના માયાળુ નિખાલસ સ્વભાવની ગાંધીજીના મન પર સારી અસર હતી અને તેથી ગાંધીજીનો પ્રેમ એ મેળવી શકયા હતા.

સરદારશ્રીના ઘનિષ્ઠ સંબંધમાં આવવામાં શેઠશ્રીની જાહેર હિતકારી પ્રવૃત્તિઓ કારણભૂત બની છે. મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે અને જાહેર સેવાકાર્યો અંગે સરદારશ્રીની ઘણી વાર શેઠશ્રી

સાથે મુલાકાતો થતી હતી અને બંને વચ્ચે મિત્રતાભરી ચર્ચાઓ પણ થતી હતી.

માનનીય પ્રધાનશ્રી મોરારજીભાઈ વર્ષોથી શેઠશ્રીના પરિચયમાં છે અને એક આપ્તજન તરીકે એઓ વારંવાર શેઠને મળે છે. એમનાં મિલન ઘણાં જ નિખાલસ અને સ્નેહભર્યાં હોય છે.

અમદાવાદના નાગરિકજનોમાં સ્વ. માવળંકર દાદાનું સ્થાન એક વિશેષ મહત્ત્વનું હતું. બે પક્ષોના વિખવાદ દૂર કરી તટસ્થ ભાવે બંનેનાં સમાધાન કરી આપવામાં એમને સારી સફળતા મળી રહેતી. શેઠશ્રીની વૃત્તિ પણ સંપૂર્ણ રીતે નિખાલસ અને સમાધાનથી ભરેલી હતી; તેથી બંને વચ્ચે એક સારો સુમેળ બેસતો હતો.

જે નિખાલસ ઉદાર વૃત્તિ શેઠશ્રીના જીવનમાં જોવાને મળે છે તે એમના ધર્મપરાયણ અને ભક્તિભાવથી ભરપૂર સ્વભાવને આભારી છે. પુષ્ટિમાર્ગીય સંપ્રદાયને અનુસરનાર શેઠશ્રી એક ચુસ્ત વૈષ્ણવ છે. શ્રીનાથજી એમના ઇષ્ટદેવ છે. અને વૈષ્ણવ તરીકે યુગયુગથી ઊતરી આવેલ સનાતન ધર્મના એ ચુસ્ત હિમાયતી છે. વેદ, દેવ, બ્રાહ્મણ, ગાય, ગુરુ, સંત એ બધાં સનાતન ધર્મનાં એકમેકનાં પૂરક પ્રતીકો છે. કોઈ પણ સંપ્રદાયનો અનુયાયી હોય તેને આ બધી વિભૂતિઓ માટે આદર જાગવાનો અને દરેક ગૃહસ્થ એને બહુમાન આપીને પોતાના જીવનને સફળ સમજવાનો.

કોઈ પણ બ્રાહ્મણ, પંડિત કે સંત સાધુને શેઠશ્રી અત્યંત આદર આપે ત્યારે એમનો ઉદાર ધર્મસ્વભાવ ઝળકી ઊઠે છે. એને કારણે વૈષ્ણવ પૂરતા એક સંપ્રદાયના અનુયાયી નહિ બનતાં સર્વધર્મસમભાવના એઓ ઉદાર અનુયાયી છે, તેથી સમાજ-સુધારણા, પરદેશગમન, અસ્પૃશ્યઉદ્ધાર વગેરે ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં પણ એમને રસ છે.

એમની ઉદાર સખાવતોને કારણે અનેક ઠેકાણે ધર્મશાળાઓ, ગૌશાળાઓ, સંસ્કૃત પાઠશાળાઓ, શાળાઓ વગેરે પોષાય છે.

પોતાની ધર્મભાવનાને પોષણ મળે એ હેતુથી એમણે ઘણી તીર્થયાત્રાઓ કરી છે. ભારતનાં ઘણાંય ધાર્મિક સ્થાનો અને તીર્થોમાં જઈને એમણે પોતાનાં તન, મન અને ધનની સારી શુદ્ધિ કરી છે. આ તીર્થયાત્રાને પરિણામે એમની ઉદારતા અને સહિષ્ણુતા સારી રીતે કેળવાઈ છે.

એક અંગ્રેજ કવિ આકાશમાં ઊડતા પક્ષીને સંબોધીને કહી ગયો છે કે—

'તું પાંખો ફેલાવીને ભલે આકાશમાં ઊડે, પણ તારો નિવાસ પૃથ્વી પર છે એ વાત ભૂલતો નહિ.'

કવિની એ ઉક્તિમાં એક વિશેષ મર્મ રહ્યો છે. ઉદારતાની મોટી વાતો કરતાં કરતાં કેટલાક ઘરઆંગણું ભૂલી જાય છે. શેઠશ્રી ભલે અત્યંત ઉદાર અને સર્વધર્મસમભાવ કેળવે પણ એમને મન વસી ગયેલી આ વસ્તુઓ છે : 'મારું અમદાવાદ, મારી મિલ, મારો માણસ, મારો કુટુંબી.' અને એ સર્વનાં ભલાં કરવામાં એમણે કદી પ્રમાદ કર્યો નથી.

એમના આ સમધારણ સ્વભાવને લીધે શેઠશ્રીએ અમદાવાદના નાગરિક જનોમાં એક અનોખું સ્થાન મેળવ્યું છે. કોઈ પણ ધાર્મિક, સામાજિક કે નૈતિક પ્રવૃત્તિ હોય તેમાં શેઠજીનું સ્થાન મોખરે રહેવાનું. સભા સોસાયટી કે મેળાવડામાં એમની વરણી પ્રમુખ તરીકે થઈ જ હોય! બહારથી આવતી કોઈ પણ વિશિષ્ટ વિભૂતિને સત્કારવા એઓ પોતે તૈયાર હોય અને સ્વાગત પ્રમુખ તરીકે અતિથિજનોનો સત્કાર કરવા એઓ સ્ટેશને અને સભાગૃહે આવીને ઊભા જ હોય!

સ્વભાવે એઓ એટલા તો નિખાલસ અને સરળ છે કે એમની પાસે જતાં ભાગ્યેજ કોઈને સંકોચ થાય!

આજે એઓ ઉમ્મરવાન વૃદ્ધ પુરુષ છે, પણ એમની પ્રવૃત્તિઓમાં ક્યાંય શિથિલતા નથી. આ ઉમ્મરે પણ એમનો વ્યાયામપ્રેમ જાણીતો છે. નિયમિત રીતે ફરવા જવાનું એઓ કદી ચૂકતા નથી. ગાય વિશે એમને ખૂબ જ ભક્તિ છે. ગાયનું દૂધ અને ગાયના ઘીના એઓ હિમાયતી છે અને પોતાને મળવા આવનાર વિશિષ્ટ વ્યક્તિઓની આગળ પણ ગાય વિશેનો પ્રેમ વ્યક્ત કરવાના જ !

એ રીતે શેઠશ્રીના સમસ્ત જીવન પર એક વિહંગાવલોકનની રીતે નજર ફેંકતાં જીવનની માધુરીનાં વૈષ્ણવજનને દર્શન થાય છે. કૃષ્ણની એ માધુરીલીલા જેમ સર્વ ભક્તજનોને સાંભળવાને મળે છે તેમ ધર્મે, અર્થે અને કાર્ય પરત્વે પોતાનાં તન, મન અને ધનથી સમાજ, રાષ્ટ્ર અને ભગવાનની જુદા જુદા ભાવે, સ્વરૂપે સેવા કરતા એ શેઠનાં દર્શન કરીને ભગવાનના સરલ નિખાલસ હૃદયની ઝાંખી થાય છે.

'જીવનમાધુરી'માં શેઠની જીવનરેખા આલેખીને હવે પછીનાં પ્રકરણોમાં એમના જીવનવિકાસના ક્રમને એક પછી એક લઈને સ્વતંત્ર પુષ્પોની એક સૂત્રમાં ગૂંથણી થાય તે રીતે આલેખીશું.

## ૨

## જીવનની ઉષાએ

कुलं पवित्रं, जननी कृतार्था,
वसुन्धरा पुण्यवती च तेन।
दानेन शीलेन गुणेन कर्मणा
प्रख्यापितं जीवनमेव धन्यम् ॥

પવિત્ર તેનાં કુલ, માત સાચાં,
વસુંધરા પુણ્યવતી બનેલ,
જે દાન શીલે ગુણ કર્મ યોગે
પ્રસિદ્ધ થાતું જીવનેય ધન્ય.

'વૈષ્ણવ કુલમાં જન્મ લેવો, સંસ્કારી માતા અને પિતાનો યોગ સધાવો, ઉત્તમ જ્ઞાતિ મળવી અને સુભગ બંધુજનોનો સહવાસ થવો' આ બાબતને આપણે પ્રારબ્ધનો યોગ કહીએ છીએ, એને પૂર્વજન્મનાં પુણ્ય જાણીએ છીએ. જીવનનો પહેલો શ્વાસ શરૂ થાય ત્યારથી માનવ પુરુષાર્થ શરૂ કરે છે, એને પ્રારબ્ધનો સાથ મળે છે, અને બે પાંખે પક્ષી ઊડે તેમ માનવનાં ભાગ્ય પ્રારબ્ધ અને પુરુષાર્થના યોગે ઊડવા લાગે છે. જીવનની એ બંને પાંખો છે; સંસ્કારી જીવનાં એ સદ્ભાગ્ય છે, એની જીવનયાત્રા શરૂ થાય છે.

એ પુણ્યશીલ આત્માને જીવનની પહેલી હવા મળી ત્યારે વિક્રમ સંવત ૧૯૩૭ ની આષાઢ સુદિ ત્રીજ હતી. પિતાનું નામ શેઠશ્રી અચરતલાલ હરિલાલ; માતાનું નામ વસંતબા. જન્મના સંસ્કાર મળ્યા. માતા પિતાનું એ પહેલું સંતાન હતા. 'હરિ' નામ સર્વ વૈષ્ણવોને રુચે અને 'હરિ'નાં નામ દઈ સર્વ કાર્યનો આરંભ થાય. અને પોતાનું બાળક એ 'હરિ'નો 'દાસ' બને એવું કયાં માતાપિતાને ન ગમે!

એ પુણ્યશીલ આત્માએ 'હરિદાસ' નામ ધારણ કર્યું. પિતાશ્રી અચરતલાલ હરિલાલનો મોભો અમદાવાદના એક અગ્રગણ્ય નાગરિક તરીકે હતો. જીવનનો વ્યવસાય 'શરાફ' તરીકે પૂર્વજોથી ચાલ્યો આવતો હતો. સ્થાવર અને જંગમ સંપત્તિની સમૃદ્ધિ સારી ગણાય, તેથી જીવન સુખમય હતું. ધર્મથી અને ભાવનાથી વૈષ્ણવ હતા. 'નિત સેવા નિત કીર્તન ઓચ્છવ'ના સંસ્કાર મળ્યા હતા. ધાર્મિક સાહિત્ય વાંચવામાં રસ હતો. ઘરમાં જ સેવામંદિર અને રોજના દશ દશ કલાક સેવા અને જપ-ધ્યાનમાં જતા હતા. 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' મંત્ર એમની જીભને ટેરવે જ રમતો હતો. ગુજરાતી વલ્લભાખ્યાનનો એઓ રોજ પાઠ કરતા હતા. ભાગવતનાં પારાયણ કથાશ્રવણથી એમણે પોતાના જીવનને ધન્ય બનાવ્યું હતું.

માતુશ્રી વસંતબા ભક્તિભાવનાની વસંત જેવાં હતાં. એમના જીવનની વાડી ભક્તિરસથી મઘમઘતી રહેતી હતી. ઇષ્ટની સેવામાં પોતાના પતિને પરાયણ જોઈને એમની સેવામાં પોતાની પ્રવૃત્તિ કરી જીવનને ધન્ય માનતાં હતાં. ઠાકોરજીની સેવાની સાધનસામગ્રી જાતે જ તૈયાર કરતાં હતાં. એક ભલાં, ભાવુક, સાધુચરિત વૈષ્ણવ જેવાં વસંતબા સૌનો આદરભાવ પામી ચૂક્યાં હતાં.

એમની જ્ઞાતિ વીસા લાડ વણિક છે. એમનું મૂળ વતન



સ્વ. પિતાશ્રી અચરતલાલ હરિલાલ



સ્વ. માતુશ્રી વસતબા

ખંભાત હતું, પરંતુ ઘણી પેઢીઓથી એમણે અમદાવાદને પોતાનું વતન ગણ્યું છે. આ જ્ઞાતિમાં ઘણા સુપ્રસિદ્ધ પુરુષો થયા છે. વડોદરામાં હરિભક્તિ કુટુંબ, નવલખા કુટુંબ અને પ્રભુ કાશીવાળાનું કુટુંબ આ લાડ વણિક જ્ઞાતિમાં પ્રખ્યાત છે.

અમદાવાદમાં સુપ્રસિદ્ધ ગણાતાં સખીગૃહસ્થ કુટુંબોમાં (૧) શ્રી બેચર લશ્કરી, (૨) શ્રી મયાભાઈ પ્રેમાભાઈ નગરશેઠ, (૩) શ્રી મનસુખભાઈ ભગુભાઈ અને (૪) શ્રી લાલભાઈ દલપતભાઈ જેવા પ્રસિદ્ધ પુરુષો છે તે જ રીતે લાડ જ્ઞાતિનું શેઠશ્રી હરિવલ્લભદાસ મૂળચંદનું કુટુંબ શહેરના અગ્રણી નાગરિકોમાં ગણાય છે. શેઠશ્રીના વંશનો ક્રમ આ રીતે છે:

(૧) શેઠ હરિદાસ અચરતલાલ→
(૨) ,, અચરતલાલ હરિલાલ→
(૩) ,, હરિલાલ હરિવલ્લભદાસ→
(૪) ,, હરિવલ્લભદાસ પુરુષોત્તમદાસ→
(૫) ,, પુરુષોત્તમદાસ મૂળચંદ→
(૬) ,, મૂળચંદ અને ઝવેરચંદ } લક્ષ્મીચંદ→
(૭) ,, લક્ષ્મીચંદ ભીખાચંદ

એ રીતે કુટુંબનો વંશવિસ્તાર વૃક્ષની શાખાઓની જેમ અનેક રીતે ખીલ્યો છે અને અમદાવાદમાં એ કુટુંબની સારી પ્રતિષ્ઠા છે.

આ કુટુંબે શરાફી લેવડદેવડમાં સારી પ્રતિષ્ઠા મેળવેલી. એ સાથે મિલ-વ્યવસાયના પ્રથમ પગરણમાં આ વંશવેલાએ સારો વિકાસ સાધ્યો છે.

છઠ્ઠી પેઢીના શેઠશ્રી ઝવેરચંદ લક્ષ્મીચંદે વડોદરાના ગાયકવાડ

સરકાર હસ્તક ચાલતી 'વડોદરા મિલ' રૂા. ૫,૦૦,૦૦૦] માં ખરીદી લીધી અને વડોદરાને એમણે પોતાનું વતન બનાવ્યું. એમના પછીના વારસોએ મિલ-ઉદ્યોગમાં સારી પ્રગતિ કરી છે. આજે યમુના મિલ્સ અને ભારત સૂર્યોદય મિલ્સ એઓ ચલાવી રહ્યા છે.

આ વખતે ગુજરાતમાં મિલ-ઉદ્યોગ નવોસવો હતો. ઘણી મુશ્કેલી વેઠીને ખંભાતના સમુદ્રમાર્ગે મિલ મશિનરી મંગાવવી પડતી. એના નિષ્ણાતો તરીકે પરદેશીની નિમણૂક કરવામાં આવતી, તોપણ અમદાવાદના આરંભના ઉદ્યોગપતિઓએ પોતાની કુનેહથી અને ધંધાદારી ઝીણવટભરી નજરથી મિલ-વ્યવસાયનો સંપૂર્ણ વિકાસ સાધી આપ્યો છે એનું આજે અમદાવાદ ગૌરવ સેવે છે.

એ વખતે અમદાવાદમાં ચાર મિલો હતીઃ—

(૧) રણછોડલાલ છોટાલાલ મિલ્સ

(૨) માધુભાઈ મિલ્સ

(૩) બેચરદાસ લશ્કરી મિલ્સ

(૪) મનસુખભાઈ ભગુભાઈની મિલ્સ

આજની જેમ મિલમાલિકો માલેતુજાર નહોતા. ઘણા કપરા સંજોગોમાંથી પસાર થઈને મિલો દર વર્ષે માંડ પાંચ પચીશ હજારથી લાખ રૂપિયા સુધીની કમાઈ કરી શકતી હતી.

શેઠશ્રી અચરતલાલ હરિલાલે મિલ-વ્યવસાયમાં ઝંપલાવ્યું અને એમણે ઈ. સ. ૧૮૮૯માં માણેકલાલ હરિલાલ મિલ્સ કું. લિ.ને નામે સૂતર કાંતવાની મિલની સ્થાપના કરી.

એના સંચાલક તરીકે

(૧) શેઠશ્રી માણેકલાલ હરિલાલ

(૨) „ ગિરધરલાલ હરિલાલ

અને (૩) „ અચરતલાલ હરિલાલ

આ મિલની શરૂઆત રૂા. ૧૦૦૦] વાળા ૭૭૦ શેરોથી થઈ હતી. આજે એ મિલ ઘણી જ સારી પ્રગતિ કરી રહી છે.

એ ઉપરાંત આ કુટુંબના વડાઓએ પોતાના મઝિયારો વહીવટથી 'હિતેચ્છુ મિલ'–જે અત્યારે 'હરિવલ્લભ મૂળચંદ મિલ્સ'ના નામે ઓળખાય છે તે મિલ–વિ સં. ૧૯૮૫માં રૂા ૨,૭૧,૦૦૦]માં ખરીદી લીધી અને ત્યારબાદ ધીરે ધીરે પ્રગતિ સાધીને એનો સ્વતંત્ર વહીવટ પોતાને હસ્તક કર્યો અને મિલને સુવાંગ ખરીદી લીધી.

અમદાવાદના એ સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિને ત્યાં જન્મ થવો એમાં પૂર્વજન્મની પુણ્ય કરણી કારણ બને છે અને એ સાથે જન્મ થતાંની સાથે જ ઉચ્ચ સંસ્કાર, ભક્તિભાવના અને સ્નેહ-પ્રેમના વાતાવરણની લહાણી થાય છે.

શેઠશ્રી હરિદાસ સૌથી મોટા પુત્ર હતા. એમના પછી શ્રી મોતીબહેનનો જન્મ થયેલો. એ ત્રીસમે વર્ષે ગુજરી ગયેલાં અને ત્યારબાદ ઈ. સ ૧૮૯૩ માં નાના ભાઈ શેઠશ્રી રણછોડલાલનો જન્મ થયેલો હતો.

આજના ગાંધી માર્ગના બાલા હનુમાન પાસેના એક ખાંચામાં માયા મહેતાની ગામઠી નિશાળ ચાલતી હતી. શેઠશ્રીને એ નિશાળમાં પાંચ વર્ષની ઉમ્મરે ભણવા બેસાડ્યા હતા. શેઠશ્રીના પિતાએ એમને નિશાળે બેસાડવાના ઉમંગમાં નિશાળિયાઓને પેંડા વહેંચ્યા હતા. કિનખાબની ડગલી, કસબી ટોપી અને નાની ધોતી એ પોશાક હતો. હાથે સોનાની કલ્લી પહેરતા હતા. નિશાળે તેડવા–મૂકવા માટે બે બળદની બેલગાડી આવતી હતી. ગામઠી નિશાળમાં અક્ષરજ્ઞાન મેળવીને પ્રાથમિક શિક્ષણ માટે શેઠશ્રીને કાળુપુર ટંકશાળની પોળમાં આવેલ મ્યુનિસિપલ શાળામાં

મૂક્યા અને શાળાનું શિક્ષણ એમણે ખાડિયાની ભાઉભૂંજ પોળમાં આવેલ નિશાળમાં પૂરું કર્યું.

૧૯ વર્ષની વયે એમણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી અને શેઠશ્રી ગુજરાત કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લેવા દાખલ થયા. એમને ગણિત અને સંસ્કૃત એ બે વિષયો પર ખાસ પ્રેમ હતો. એ વખતે સાક્ષરવર્ય શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમના પ્રિન્સિપાલ હતા. સુપ્રસિદ્ધ દેશભક્ત અને ધારાશાસ્ત્રી શ્રી ભૂલાભાઈ જીવણજી દેસાઈ એમના અંગ્રેજીના પ્રોફેસર હતા. જાણીતાં કેળવણીકાર અને સુધારક શ્રી. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ અને શ્રી. શારદાબેન સુમંત મહેતા શેઠશ્રીના કૉલેજના અભ્યાસમાં સાથે હતાં.

શેઠશ્રીને રમતગમત અને વ્યાયામનો શોખ બાલપણથી જ હતો. ક્રિકેટની રમત નવીસવી હતી અને ગિલ્લીદંડાની રમત જૂની રમત તરીકે જાણીતી હતી. એ બંનેમાં શેઠશ્રીએ સારો રસ કેળવ્યો હતો. એ ઉપરાંત લેઝિમ, ડંબેલ્સ વગેરેની કવાયતથી એમણે પોતાના શરીરને સારી રીતે કેળવ્યું હતું. એમનું શરીર પહેલેથી જ ચપળ, સ્ફૂર્તિવાળું, કસાયેલું અને સુઘડ છે અને એને પોતે ઘણી જ સારી રીતે સાચવી શકયા છે, એનું કારણ એમના વ્યાયામનો શોખ છે.

શેઠશ્રીનાં લગ્ન ૧૩ વર્ષની વયે શ્રી નાથાલાલ મગનલાલનાં સુપુત્રી ૧૧ વર્ષનાં શ્રી સરસ્વતીબહેન સાથે ઈ. સ ૧૮૯૪માં થયાં. એ સમયે આજના જેટલી સ્ત્રી કેળવણીનો પ્રચાર નહોતો, પરંતુ કુટુંબપરિવારના મોભા પ્રમાણે ગૃહકાર્યભારના સારા સંસ્કાર રેડવામાં આવતા હતા તેમજ કથાવાર્તા કીર્તન દ્વારા ધાર્મિક શિક્ષણ સર્વ કોઈ અત્યંત સરળતાથી મેળવી શકતાં હતાં. શ્રી સરસ્વતીબહેનને એ પ્રકારનાં ધાર્મિક વૈષ્ણવ સંસ્કાર અને શિક્ષણ મળેલાં છે. એ પોતે ચુસ્ત મનમરજાદી વૈષ્ણવ ધર્મ પાળે



શાળામા જતા ૧૧ વર્ષની વયે

છે અને ઘરમાં જ નિજમંદિરમાં પ્રભુસેવા કરે છે. શેઠશ્રીને પણ ઉદાર ધર્મભાવનાને અનુસરીને સંસ્કાર મળેલા છે, તેથી પોતે વૈષ્ણવ ધર્મના ચુસ્ત હિમાયતી હોવા છતાં સનાતન ધર્મની પ્રતિષ્ઠા કરતા સર્વ સંપ્રદાયો પર એમને વિશેષ આદર છે. ઇષ્ટ-સેવા અને ધર્મના કાર્યમાં એમને એમનાં સુઘડ સંસ્કારી પત્નીનો ઘણો જ સાથસહકાર મળ્યા કરે છે.

ઈ. સ. ૧૯૦૪માં સૌથી મોટા પુત્ર નંદદાસનો જન્મ થયો છે. ઈ સ. ૧૯૦૮માં બીજા પુત્ર ચરણદાસ, ઈ. સ. ૧૯૧૦માં ત્રીજા પુત્ર ચીનુભાઈ, અને ૧૯૧૨માં એમનાં પુત્રી તારાબહેનનો જન્મ થયો છે. એમના આ પુત્રોને જે કુલવંશના સંસ્કાર મળવા જોઈએ તે તો મળ્યા જ છે, એ ઉપરાંત નવા યુગની સભ્યતાનો પણ સુમેળ થયો છે.

શેઠશ્રીને પોતાના પિતા તરફથી જે ધર્મ, ઉદ્યોગ-વ્યાપાર, કુનેહબુદ્ધિ વગેરે વારસામાં મળેલાં છે તે વારસાગત સંસ્કારોમાં વિકાસ સાધીને એમણે પોતાના પુત્રોને સાચો વારસો આપ્યો છે. પોતાના પિતાશ્રીની સ્મૃતિ સદા તાજી રહે એ હેતુથી એમણે સરસપુર માર્ગ પર આવેલી આણેકલાલ હરિલાલ મિલ્સમાં પિતાશ્રીની આરસની પ્રતિમા અમદાવાદના જાણીતા ઉદ્યોગપતિ અને મિલમાલિક શ્રી કસ્તુરભાઈ લાલભાઈના વરદ હસ્તે ખુલ્લી મુકાવી હતી એ મિલના સંચાલક, શેઠશ્રીના ભત્રીજા શ્રી. નવનીત-લાલે આરંભમાં પ્રવચન કરતાં જણાવ્યું હતું કે

"આજનો આ પ્રસંગ આ મિલની તવારીખનો ભૂતકાળ જાગ્રત કરે છે. મિલના આદ્ય સ્થાપક શેઠશ્રી અચરતલાલ હરિ-લાલની ચાર ચાર દાયકાઓ સુધીની અસ્ખલિત સેવાઓ તેમજ સફળ, સાહસિક પ્રગતિશીલ સંચાલનના સૌરભની ગાથા ગૂંથાઈ છે.

"શેઠશ્રી. અચરતલાલના સમયથી કામ કરતા સ્ટાફના સભ્યો-

જેઓ આ મિલની સેવામાં અધી' સદી વટાવીને હજી ચાલુ છે તે બધા–શેઠશ્રીનાં તેજસ્વી વ્યક્તિત્વ, વ્યાવહારિક કુનેહ, વિશાળ સાહસિક દૃષ્ટિ, અચળ ધર્મપરાયણતા અને વૈષ્ણવ તરીકેની સભર ઉદારતા .અને સંસ્કારિતા વગેરે ગુણોને વારંવાર યાદ કરે છે.

વિક્રમ સંવત ૧૯૧૩માં શેઠશ્રી અચરતલાલભાઈનો જન્મ અમદાવાદમાં થયો હતો. યોગ્ય ઉમ્મર થતાં પોતાના પિતાશ્રી હરિલાલ હરિવલ્લભદાસની સાથે વેપાર-વાણિજ્યમાં જોડાયા અને પછી નવા શરૂ થયેલા મિલ-વ્યવસાયમાં સાહસ કરીને આ મિલની સ્થાપના કરી. અમદાવાદની જૂની મિલોમાં એ રીતે આ મિલનું ગૌરવભર્યું સ્થાન છે, એમાં શેઠશ્રી અચરતલાલની સાહસિક કાર્યદક્ષતા તરી આવે છે."

ત્યારબાદ પોતાના પિતાશ્રીના જીવનની ઝાંખી કરતાં શેઠશ્રી હરિદાસે જણાવ્યું હતું કે 'મારા પિતાજી ધંધામાં નિપુણ અને સાહસિક હતા તેટલી જ એમને ધર્મ પ્રતિ શ્રદ્ધા હતી. એઓ હંમેશાં એક બાબત યાદ કરીને જણાવતા હતા કે 'જેઓ પ્રભુને ભૂલતા નથી તેમને પ્રભુ પણ ભૂલતો નથી.'

પ્રમુખસ્થાનેથી અમદાવાદના જાણીતા ઉદ્યોગપતિ શેઠશ્રી કસ્તૂરભાઈએ જણાવ્યું હતું કે "શેઠશ્રી અચરતલાલને અને મારા કુટુંબને ખૂબ જ સારો સંબંધ હતો. આપણા શહેરમાં શેઠશ્રી હરિદાસનું કુટુંબ એક સંસ્કારી અને ધર્મપરાયણ છે. શ્રી. અચરતલાલે પોતાના જીવનનાં ૭૦ વર્ષ ધર્મપરાયણ રીતે ગાળ્યાં હતાં. એમણે ઉદ્યોગની શરૂઆત એવા સંજોગોમાં કરી હતી કે એ વખતે ધંધામાં કેવી કેવી મુસીબતો વેઠવી પડતી એનો તો જેણે અનુભવ કર્યો હોય તે જ જાણે. ઉદ્યોગ અંગેનું આજનું વાતાવરણ અને એ વખતનું વાતાવરણ બંને જુદાં

હતાં. શેઠશ્રી અચરતલાલનો હેતુ માત્ર કારખાનામાંથી નફો કરવાનો જ ન હતો, પણ સારામાં સારો માલ ઉત્પાદન કરવાનો પણ એમનો હેતુ હતો.

"શેઠશ્રી અચરતલાલ ધર્મપરાયણ પુરુષ હતા. એઓ સચ્ચાઈમાં માનતા હતા અને જાતકમાઈ કરીને જીવવામાં આનંદ માણતા હતા.

"એમની આરસ-પ્રતિમાની અનાવરણવિધિ કરવાનું મને કહેવામાં આવ્યું, એ બદલ એમના કુટુંબનો હું આભાર માનું છું. એઓ જે માર્ગ બતાવી ગયા છે તે માર્ગે એમનું કુટુંબ ચાલે અને એમનો ઉત્તરોત્તર વિકાસ થાય, એવું હું ઇચ્છું છું."

3

## જીવન-વ્યવસાય

कां सोस्मितां हिरण्यप्राकाराम्
आर्द्रां ज्वलन्तीं तृप्तां तर्पयन्तीम्।
पद्मेस्थितां पद्मवर्णां
तामिहोपह्वये श्रियम्॥ (श्रीसूक्त)

પ્રેમભાવે ધરે હાસ્ય, સોનાની મૂર્તિમાં લસે;
સ્નિગ્ધ જ્વાલામયી તૃપ્ત બની સંતોષતી બધે;
બિરાજે પદ્મમંદિરે વર્ણ કમલ શો ધરે;
બોલાવું લક્ષ્મીદેવીને મારા મંદિરમાં વસે.

"સઘળી લક્ષ્મી પ્રભુની છે અને જેઓ એને રાખી રહ્યા છે તેઓ એના વાલી છે, માલિક નથી. આજે લક્ષ્મી એમની પાસે છે, કાલે એ બીજે સ્થળે જઈ શકે છે. જેટલો સમય એમની પાસે છે તે દરમ્યાન એઓ એનું વાલીપણું કેવી રીતે અદા કરે છે, ન્યાસનો કેવો વહીવટ કરે છે, કેવા ભાવથી, કેવી ચેતના-પૂર્વક, કેવા હેતુઓ માટે, એનો ઉપયોગ કરે, એના ઉપર સઘળો આધાર છે.

"લક્ષ્મીનો અંગત ઉપયોગ કરવામાં તમારી પાસે જે ધન હોય, યા તો તમને જે કાંઈ મળે, યા તો તમે જે લાવો, તે

સઘળું મા ભગવતીનું જ છે એમ ગણો. કોઈ પણ પ્રકારનો હક્ક કે માગણી કરો નહિ; પરંતુ એના તરફથી જે કાંઈ મળે તેનો સ્વીકાર કરો તથા જે હેતુ માટે તમને ધન આપવામાં આવ્યું હોય તે માટે એનો ઉપયોગ કરો. સંપૂર્ણપણે મમતા-રહિત, નિઃસ્વાર્થ, પૂરેપૂરી ચીવટવાળા, ચોક્કસ, વિગતમાં કાળજી-વાળા, સારા વહીવટદાર બનો. હંમેશાં એમ વિચારો કે જે લક્ષ્મીની તમે વ્યવસ્થા કરો છો તે મા ભગવતી છે, તમારી નથી. બીજી બાજુ, મા ભગવતીને માટે તમને જે કાંઈ મળે તે સઘળું ધાર્મિક વૃત્તિપૂર્વક એને ચરણે ધરી દો; તમારા પોતાના કે બીજા કોઈના હેતુ માટે તેનો બિલકુલ ઉપયોગ કરો નહિ."

શ્રી અરવિન્દની આ ઉક્તિમાં વૈષ્ણવ ભાવનાનાં દર્શન થાય છે, ભારતીય સંસ્કૃતિની છાપ છે. વૈષ્ણવ પોતાને સેવક 'હરિનો દાસ' ગણે છે અને જે જે કામ ધંધો, ઉદ્યોગ, વ્યવસાય, પ્રવૃત્તિ કરે છે તે બધું ભગવાનને સમર્પણ કરે છે. જે વસ્તુનું સમર્પણ ન કરે તે એને ખપતું નથી.

એકવીસ વર્ષની વયે શેઠશ્રીએ મિલ-ઉદ્યોગમાં પગલું માંડ્યું. પિતાશ્રી 'માણેકલાલ હરિલાલ મિલ્સ'નું સંચાલન કરતા હતા; એમની સાથે જોડાઈને ધીરે ધીરે મિલનું સુકાન પોતાના હાથમાં લઈ લીધું. પિતાશ્રીએ યુવાન પુત્ર પર બધી જ જવાબદારી મૂકી દીધી અને પોતે પ્રભુભક્તિ પૂજાપાઠમાં દિવસનો મોટો ભાગ આપતા થયા.

કોઈ પણ બીજા વ્યવસાય કરતાં મિલનું સંચાલન કપરું ગણાતું આવ્યું છે. મિલનો કારભાર રજવાડા જેવો ગણાતો આવ્યો છે. આંટીઘૂંટી, કાવાદાવા, રાગદ્વેષ, ઈર્ષ્યાખોરી વગેરેને ત્યાં અવકાશ મળતો રહે છે. આ મિલના અંગત કારભારની વાત થઈ અને જો મિલનું સંચાલન સારી રીતે ચાલે, સંચા-

લકમાં સહકાર અને સમાધાનની ભાવના જાગતી હોય, તો દરેક આંટીઘૂંટી સરળતાથી ઊકલી જાય.

માતાપિતાના જીવનના ઉદાર સંસ્કારોએ શેઠશ્રીના મનને કેળવ્યું હતું. ધીરજ અને ઉદારતા એ બે ગુણોએ જીવનની કેટલીય કપરી આંટીઘૂંટીઓ ઉકેલી આપી છે. મિલના નાનામાં નાના માણસને પણ એમણે 'મારો માણસ' આત્મીય જન ગણ્યો છે. એને રીઝવવા માટે એમણે પોતાની વાત પણ જતી કરી છે. આથી જે સમાધાનવૃત્તિ જાગી તેને જ પોતે વ્યવસાયની સફળ ચાવી ગણી છે.

પોતાના પિતાશ્રીને મિલ-ઉદ્યોગની બાબતમાં નચિંત બનાવી એમણે દશ જ વર્ષમાં મિલની સારી પ્રગતિ કરી આપી. 'માણેકલાલ હરિલાલ મિલ્સ'ને એ રીતે માતબાર સ્થિતિમાં લાવીને એના સંચાલનમાં પોતાના પુત્રોને પણ રસ લેતા કર્યા છે.

ઈ. સ. ૧૯૩૦ માં શેઠશ્રીએ રૂ. સાત લાખની મૂડી રોકી, 'વિજય મિલ્સ'ની સ્થાપના કરી અને એ પછી બીજે જ વર્ષે એમણે ભરૂચની 'વિઠ્ઠલ મિલ્સ'નો વહીવટ હાથ લીધો અને એને રૂ. ૪,૪૧,૦૦૦માં ખરીદી 'ગોપાલ મિલ્સ' નામ આપ્યું. મુંબાઈ ઇલાકાની જૂનામાં જૂની મિલ તરીકે આ મિલની મશિનરી ગણાય છે. 'જૂની મશિનરીને ભંગાર ભેગી નહિ કરતાં એને સુધારી સાચવીને ઉપયોગમાં લેવી' એ જાતની શેઠશ્રીની કુનેહનાં આ સંચાલનમાં દર્શન થાય છે. એ મશિનરીના સુધારાવધારામાં એમને ઘણી જહેમત ઉઠાવવી પડી છે અને હસતાં હસતાં એ કહેતા પણ ખરા કે 'આ તો ગળે અજગર વીંટાળ્યો છે.'

આ મિલ આજે તો સારી પ્રગતિ કરે છે અને બીજી પ્રગતિ કરતી મિલોની હરોળમાં એને ઠીક ઠીક રીતે લાવીને મૂકી છે.

અમદાવાદની પ્રથમ હરોળમાં આવી પહોંચેલી અને પ્રગતિની ટોચે પહોંચેલી અદ્યતન રીતની મિલોમાં શેઠશ્રીની 'વિજય મિલ્સ'ની ગણના થાય છે. એની એકધારી અને સર્વદેશીય પ્રગતિ જોતાં, કોઈ પણ મિલ સંચાલકને એના વહીવટ માટે આદર જાગે !

જીવનના આરંભે એમણે 'માણેકલાલ હરિલાલ મિલ્સ'નું સુકાન હાથમાં લીધું અને ચાળીશ વર્ષ સુધી એનું સંચાલન સફળ રીતે કર્યું છે.

શેઠશ્રીના નાના ભાઈ શ્રી રણછોડલાલ ૨૮ વર્ષની ઉંમરે ગોલોકવાસી થયા ત્યારે એમના પુત્ર શ્રી નવનીતલાલની ઉમ્મર ફક્ત પાંચ વર્ષની હતી અને પુત્રી શ્રી વિદ્યાબહેન સાત વર્ષનાં હતાં. એ બંનેને શેઠશ્રીએ પોતાનાં જ પુત્ર પુત્રી ગણી લીધાં, એમને સારી રીતે સંસ્કાર આપ્યા, અને એમના જીવનવિકાસમાં પૂરી રીતે સાથસહકાર આપ્યાં.

મિલ-ઉદ્યોગમાં શ્રી નવનીતલાલને જોડીને એ નિર્ભય રીતે સફળ સંચાલન કરી શકે એ ભાવનાથી એ મિલનું સુકાન એમના હાથમાં સોંપ્યું અને પોતે એના વહીવટમાંથી મુક્ત થયા. શ્રી નવનીતલાલ એ મિલનું સુંદર સંચાલન કરે છે.

શેઠશ્રી હરિવલ્લભદાસ મૂળચંદના કુટુંબ હસ્તક જે જે મિલો ચાલે છે તે તે બધી મિલોના વિકાસમાં શેઠશ્રીએ સક્રિય ફાળો આપ્યો છે. કુટુંબના હસ્તક ચાલતા કોઈપણ ઉદ્યોગ-વ્યવસાય કે વહીવટમાં એમણે આત્મીય ભાવના કેળવીને પ્રગતિ સાધી-સધાવી છે.

શેઠશ્રીના સ્વહસ્તક ચાલતી 'વિજય મિલ્સે' સુંદર પ્રગતિ સાધી છે. એમની બાહોશ કુનેહ અને રાહબરી નીચે એમના પુત્રો શ્રી નંદદાસ અને શ્રી ચરણદાસ મિલનું સુંદર રીતે સંચા-

લન કરે છે. આ વર્ષે એ મિલની 'રજત જયંતી' ઊજવવા આવી હતી. મિલના સંચાલકોએ પોતાની રજત જયંતીની સ સાથે શેઠશ્રીનો હીરક જયંતી મહોત્સવ પણ ખૂબ જ ઉત્સાહ અ દબદબા ભરી રીતે ઊજવ્યો હતો.

એ ઉપરાંત ભરૂચની 'ગોપાલ મિલ્સ'નું સંચાલન એમ પુત્ર શ્રી ચુનુભાઈ ખૂબ જ બાહોશીથી સંભાળી રહ્યા છે.

શેઠશ્રીના વંશવારસોનો મુખ્ય ધંધો શરાફનો છે. એમ સાત પેઢીથી શરાફીનો પ્રતિષ્ઠિત વ્યવસાય ચાલ્યો આવે ઘણાય શરાફો પોતાની ઇજ્જત આબરૂ સાચવી શકયા ન બીજી બાજુથી નવો યુગ આવતાં જ સામાજિક સહકારની લે દેવડનાં પ્રતીકરૂપે બેન્કિંગની શરૂઆત થઈ. એની અસર જૂ શરાફી પેઢીઓ પર થાય એ સ્વાભાવિક છે. અને શરાફોને નવા વ્યવસાયમાં રસ પણ ન હોય.

શેઠશ્રીનું જીવન વિકાસગામી છે એનાં અહીં દર્શન થ છે. એમણે બેન્કિંગના વ્યવસાયને વધાવી લીધો અને બેન્કો સંચાલનમાં સારી રીતે ભાગ લેવા માંડયો. એમના હસ્તક ઘ બેન્કોનાં ઉદ્‌ઘાટન થયાં છે. એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી નંદદાસ ત વચટ પુત્ર શ્રી. ચરણદાસ પણ ઘણી બેન્કોના ડાયરેકટર છે.

બેન્કના નવાસવા વ્યવસાયમાં આવા ઉદાર ભાવનાશ સદ્‌ગૃહસ્થનો સહકાર ખૂબ જરૂરી બને છે એનો એક જ દાખ અહીં ટાંકીએ—

બેન્ક-વ્યવસાયને આપત્તિ ગણનાર એક હિતશત્રુએ થો વર્ષો પહેલાં એવી અફવા ફેલાવી કે અમદાવાદની અમુક બે તૂટી રહી છે. આ અફવાથી ડિપોઝીટ મૂકનારા ગૃહસ્થોનો એ સામટો દરોડો પડવા લાગ્યો. બેન્કના સંચાલકો ઘડીભર

મૂંઝાઈ ગયા. શેઠશ્રી જાતે બૅન્ક પર ગયા. એમને જોઈને તો લોકોને વધારે ધાસ્તી લાગી; સંચાલકોના મનમાં વિચિત્ર તર્ક જાગ્યો. ત્યાં તો શેઠશ્રીએ ડિપોઝીટ લેવા આવનારા ગૃહસ્થોનાં ટોળાંને ઉદ્દેશીને કહ્યું કે 'હું નાણાં ઉપાડવા નથી આવ્યો, પરંતુ મૂકવા આવ્યો છું, માટે તમો કોઈ મૂંઝાશો નહિ. તમને બધાને તમારાં પૂરેપૂરાં નાણાં મળી જશે.' અને પછી સંચાલકોને જણાવ્યું કે 'આ નાણાં લો અને તમારે જેટલી રકમ જોઈએ તેટલી મારી પાસેથી લઈ જજો.' બૅન્કના સંચાલકો ખૂબ જ રાજી થયા અને લોકો નાણાં ઉપાડવા આવ્યા હતા તે સંતોષ પામી પાછા ગયા. બીજી પણ એક બૅન્ક પર આવી આપત્તિ આવી પડી હતી ત્યારે એમણે પોતાના પુત્રોને નાણાં સાથે મોકલ્યા હતા અને બૅન્ક પરની આફત ઓસરી ગઈ હતી.

ઉદ્યોગ-વ્યવસાયમાં સફળતા મળે એમાં ઉદ્યોગપતિએ જાતે જે કુનેહ અને દેખરેખ રાખવી જોઈએ તે માટેની થોડી ચાવીઓ જેવાં સૂત્રો શેઠશ્રીએ ઘડી કાઢ્યાં છે:—

(૧) સમાધાનવૃત્તિથી કામ લેવું. તકરાર બિલકુલ ઊભી થવા ન દેવી.

(૨) દરેક કાર્યભારમાં જાતે દેખરેખ રાખવી. આળસનો બિલકુલ ત્યાગ કરવો.

(૩) ધંધારોજગારમાં પ્રામાણિક રહેવું.

(૪) સાંચા મશિનરી વગેરે સલામતીભર્યાં રાખવાં, જેથી અકસ્માત થવાનો ભય ન રહે.

(૫) અકસ્માત વખતે સાવધાન રહેવું અને તરત જ ચાંપતા ઈલાજ લેવા.

(૬) તત્કાળ નાણાં ચૂકવવાની પદ્ધતિ રાખવી.

(૭) કાચો માલ અને તૈયાર માલ બંને પર પૂરી દેખ-રેખ રાખવી.

(૮) કારીગરોના હિતની લાગણી રાખવી અને એમની તરફેણ કરવી.

(૯) કાપડનો સ્ટૉક વધવા ન દેવો અને એનાં વેચાણ કરવાં.

(૧૦) કદી પણ સટ્ટો કરવો નહિ.

(૧૧) બનતાં સુધી જૂનાં માણસોને કાઢવાં નહિ.

આ વર્ષે વિજય મિલ્સની રજત જયંતી ઊજવાઈ એ પ્રસંગે ડાયરેકટરોની બોર્ડના ચેરમેન તરીકે પ્રવચન કરતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે

" કંપનીને પચીશ વર્ષના ગાળા દરમ્યાન અનેક વિટંબણાઓ અને મુસીબતોનો સામનો કરવો પડયો છે. મને આ પ્રસંગે નોંધ લેતાં ગૌરવ અને આનંદ થાય છે કે મજૂરો સાથેના સંબંધો હરહંમેશ આ મિલમાં મીઠા રહ્યા છે. અદા-લતનો આશરો નહિ લેતાં બંને પક્ષોના પ્રતિનિધિઓએ સાથે મળીને સલાહ સંપથી દરેક મુશ્કેલીનું નિવારણ કર્યું છે.

"ઈ. સ. ૧૯૩૦માં દુનિયામાં જ્યારે આર્થિક મંદી પ્રવર્તી રહી હતી ત્યારે આ કંપનીની સ્થાપના થઈ. એ સમયના આર્થિક સંજોગો અને નવાં સાહસો અંગેની મુસીબતો; જેમકે સખત પરદેશી હરીફાઈ, પરદેશી સરકારની પ્રતિકૂળ નીતિ, મૂડી અને સાહસનો અભાવ, વગેરે કપરા સંજોગોમાં આ કંપનીની સ્થાપના મેં મારા સાથીઓની મદદથી કરી. કંપનીના કારોબાર સાથે મારું જીવન શરૂઆતથીજ સંકળાયેલું રહ્યું છે."

આજે સમય બદલાયો છે, દેશ સ્વતંત્ર બન્યો છે, પરદેશી શાસન પૂરાં થયાં છે, અને રાષ્ટ્રના વિકાસમાં સર્વને રસ છે. મિલ-વ્યવસાયમાં પણ સરકારે ઘણા સુધારા કર્યા છે. એને પરિણામે વ્યક્તિગત સાહસ, મૂડીનું રોકાણ, આયાત અને નિકાસની મુશ્કેલી, વગેરે બાબતો અંગ્રેજી શાસન સમયે મહત્ત્વની ગણાતી હતી તે બધાંને ગૌણ સ્થાન મળેલું છે.

શેઠશ્રીના જીવનના આરંભે મિલ-વ્યવસાયનાં સાહસ, કુનેહ અને ખંતનાં દર્શન ભારતનાં બીજાં નગરો કરતાં અમદાવાદના ઉદ્યોગપતિઓમાં વિશેષે થાય છે. અમદાવાદના વિકાસમાં આ મિલ-વ્યવસાયની કથની એક અનોખી ભાત પાડે છે; એણે ભારતના માંચેસ્ટરનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

મહાજનોનાં સહકાર અને કુનેહથી વિશેષ સંઘર્ષમાં આવ્યા વિના તેમજ હડતાલો, અદાલતો, ઝઘડાઓ વગેરેનાં ઊંડાં પાણીમાં ઊતર્યા વિના, અમદાવાદના ઉદ્યોગ-વ્યવસાયે જેનાથી પ્રગતિ સાધી છે તે મહાજનોનાં બંધારણ આજે અત્યંત વ્યવસ્થિત અને કાયદાકાનૂનોથી નિયમિત છે. પરંતુ આજથી અડધી સદી પહેલાં એમાંનું કોઈ બંધારણ નહોતું ત્યારે પણ અમદાવાદના ઉદ્યોગપતિઓ પ્રેમભાવ અને સહકારથી કર્મચારીઓ અને મજૂરો પાસેથી કાર્ય લેતા હતા અને મિલ-ઉદ્યોગમાં વિકાસ સાધી રહ્યા હતા એની નોંધ તો ભારતમાં આવનારા પરદેશી નેતાઓ અને રાજકીય પુરુષોએ નોંધી છે.

ભારતમાં સર્વમાન્ય બનેલી એ 'મહાજન' પ્રથાનાં મૂળ ભારતની એ જૂની પેઢીઓની સહાનુભૂતિમાં જોવાને મળે છે, જેને વ્યવહારુ બનાવનારા અમદાવાદના ઉદ્યોગપતિઓનો મહિમા આજે પણ ગવાય છે

लक्ष्मीश्चेन्न सरस्वती, तदुभयं यद्यस्ति नोदारता,
सा चैतत् त्रितयं भवेच्च कुहचित् पुण्यैरगण्यैरपि।
सौजन्यं न विजृम्भते, तदपि चेन् नास्तेऽवक्लृप्ता मतिः,
तत्सर्वं परमेश्वरस्य कृपया त्वय्येव संभाव्यते॥

(सुभाषित)

લક્ષ્મી હોય, સરસ્વતી નહિ હશે; હો બે, ન ઉદારતા;
તેયે હો, અગણિત પુણ્યબળથી કોમાં ત્રણેયે હશે,
ના સૌજન્ય મળે; કદાચ મળશે, બુદ્ધિ ન ચોખ્ખી દીસે;
સર્વે આપ વિશે કૃપાળુ પ્રભુની ભક્તિથી આવી વસે.

આપણી પ્રાચીન કેળવણીમાં એક વિશેષ ગુણ હતો; જે વિદ્યા મળતી તેનાથી વિનય જાગતો હતો. વિનયી જનને યોગ્ય કામધંધો, અધિકાર અને પાત્રતા મળતાં. એ રીતે જીવનનો વ્યવસાય કરનાર માનવ સારાં ધન મેળવતો. એ ધનિક જનની નજર ધર્મ તરફ અને સમાજસેવા તરફ વળતી. એમાંથી એને એક અપૂર્વ આનંદ-સુખનો અનુભવ થતો; એનું જીવન આમ કૃતાર્થ બનતું. તેથી તો સંસ્કૃત કવિએ ભાખ્યું છે—

"વિદ્યા વિનયને આપે, વિનયે પાત્રતા મળે;
પાત્રતા ધનને આપે, ધને ધર્મ, પછી સુખ."

શેઠશ્રીએ કૉલેજના ઉચ્ચ અભ્યાસમાં એક વર્ષ ગાળીને વિનયની સારી તાલીમ મેળવી હતી. જીવનને ઉપયોગી શિક્ષણ એમણે મેળવી લીધું હતું. એકવીસમે વર્ષે એમણે પાત્રતા–યોગ્યતા મેળવીને મિલ-સંચાલનનું કાર્ય હાથ પર લીધું. કુલની પરંપરાને દીપાવે અને ધનની પ્રાપ્તિ વધારે તેવો એ વ્યવસાય હતો. આરંભનાં પાંચ વર્ષ સુધી એક શુભનિષ્ઠાથી એમણે મિલ-ઉદ્યોગમાં પોતાનું બધું જ ધ્યાન પરોવ્યું હતું.

પચીશમે વર્ષે એમણે સમાજસેવાની શરૂઆત કરી. સાબરમતીને કિનારે અધિક માસ, શ્રાવણ માસ વગેરે પવિત્ર પર્વોમાં લોકો નાહવા જાય! એમાં ભીડ વધી જાય અને સ્ત્રી પુરુષોની મર્યાદા સચવાય નહિ. હિંદુ સભાના કાર્યકર શ્રી ગંગારામ ખન્નાનું ધ્યાન એ તરફ ગયું. એમણે જુદા જુદા આરા અને પડદા ઊભા કરી, સ્વયંસેવકો દ્વારા વ્યવસ્થા થાય એવી પ્રવૃત્તિ હાથ ધરી; એમાં શેઠશ્રી રસ લેતા થયા અને ધીરે ધીરે અબળાઓનાં અપહરણો, વટાળપ્રવૃત્તિ, તિરસ્કાર વગેરે સમાજના અત્યાચારો દૂર કરવામાં એમણે પોતાનું ધ્યાન પરોવ્યું. એમનો આત્મા ધર્મપરાયણ તો છે જ, એ સાથે નિખાલસતા પણ રહેલી છે; તેથી એમનો આત્મા આવા અત્યાચારો જોઈને કકળી ઊઠે છે. મહામના પંડિત માલવિયાજી આપણા રાષ્ટ્રનેતાઓના અગ્રણી રાજપુરુષ હતા એ સાથે જ મહામના ભારતીય જન હતા. એમણે આ પ્રકારના અત્યાચારો જોઈને એક પ્રસંગે જણાવ્યું હતું કે–

'શું હિંદુની રીતે, હિંદુ તરીકે હવે કોઈથી જીવી શકાશે જ નહિ?' એ જ પ્રકારની વ્યથાએ શેઠશ્રીના હૃદયને વલોવી નાખ્યું હતું અને તેથી એમણે સામાજિક કલ્યાણની પ્રવૃત્તિઓમાં ઉદાર-

તાથી પોતાનાં તન, મન અને ધનની સેવાઓ આપવાનું શરૂ કર્યું અને એ સેવાઓને જીવનભર સાચવી રહ્યા છે.

એ વખતે અમદાવાદની મ્યુનિસિપાલિટી સરકાર હસ્તક કામ કરતી હતી. એની કાર્યવાહક સમિતિમાં શેઠશ્રીની નિમણૂક સરકાર-નિયુક્ત સભ્ય તરીકે થઈ હતી. આ સમિતિમાં સર રમણભાઈ નીલકંઠ જેવા અગ્રેસર નાગરિકો હતા, તોપણ સરકારની સીધી 'અસર' નીચે જ સભ્યોને કામ કરવું પડતું હતું. શહેરી જનોના સંપર્કમાં આવીને, એમના વિચારો જાણી વિચારીને સમિતિ આગળ રજૂ કરવામાં અને એના આઘાત પ્રત્યાઘાતો જાણવામાં શેઠશ્રીએ સારો રસ કેળવ્યો હતો.

નળના પાણીનો વેરો એ વખતે પચાશ ટકા હતો તે પર સરકારે ૭૬ ટકા વધારાનો કર લેવાનો નિર્ણય કર્યો. વ્યવસ્થાપક સમિતિએ એનો ઉગ્ર વિરોધ કર્યો. એ વખતના કલેક્ટર મિ. પેઈન્ટરે દબાણ અને લાગવગ વાપરીને વધારાનો ઠરાવ પસાર કર્યો. શેઠશ્રીએ પોતે સરકારનિયુક્ત હોવા છતાં એનો વિરોધ કર્યો હતો અને એ પછીના વર્ષે એમણે મ્યુનિસિપાલિટીમાં ચૂંટાઈ આવવું બંધ કર્યું હતું.

મિલ-સંચાલનને કેન્દ્રિત કરવાના શુભ ઉદ્દેશથી 'મિલ-માલિક મંડળ'ની સ્થાપના થઈ હતી. એનું બંધારણ ઘડવામાં અને શરૂઆતનાં કાર્યો કરવામાં શેઠશ્રીએ ઉમળકાભેર રસ લીધો હતો. એમની ઉદારતા અને નિખાલસ વૃત્તિ સૌને ગમી જતી હતી. એ ઉપરાંત એમની દક્ષતા, કુનેહ અને કાર્યકુશળતાથી એમણે મંડળના કાર્યને આગળ ધપાવવામાં સારી રીતે મદદ કરી હતી બાર વર્ષ સુધી શેઠશ્રી મંડળની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે રહ્યા છે, એ ઉપરાંત એઓશ્રી ૧૯૩૯–૪૦ વર્ષના પ્રમુખ તરીકે નિમાયા હતા.

આ વર્ષ ખૂબ જ કટોકટીનું વર્ષ ગણાયું હતું. મહા યુદ્ધનાં નગારાં વાગી રહ્યાં હતાં. અમદાવાદના મિલ-મજૂરોની રહેણીનો આંક વધતો જતો હતો, તેથી મજૂરોએ નિર્વાહખર્ચને પહોંચી વળવા મોંઘવારી ભથ્થાની માગણી કરી. મજૂર મહાજન સંઘે મજૂર દીઠ ત્રણ રૂપિયા આપવાની માગણી કરી. મિલ-માલિકોને બે રૂપિયાથી વધારે મોંઘવારી ભથ્થું આપવાનું પોસાય એમ નહોતું. ત્રીસેક મિલોની આર્થિક સ્થિતિ તો એવી કફોડી હતી કે મજૂરોને બે રૂપિયા આપવાનું પણ મુશ્કેલ હતું. બંને પક્ષો રસાકસી પર ચડયા હતા. દિવસો સુધી દોડધામ, વાટાઘાટ, દલીલોની ઉગ્રતાને લીધે આ પ્રશ્ન ચગડોળે ચડયો હતો. જો તાત્કાળિક ઉકેલ ન આવે તો બધી જ મિલો એકાએક બંધ થાય એમ હતું અને એ રીતે મિલ-ઉદ્યોગ પર કટોકટી આવી પડે એમ હતું. આમ પરિસ્થિતિ ઘણી જ નાજુક બની જાય એમ હતું.

મજૂર મહાજનના મંત્રીઓ શ્રી ગુલઝારીલાલ નંદા અને શ્રી ખંડુભાઈ દેસાઈ હતા. મિલ-માલિક મંડળના પ્રમુખ તરીકે શેઠશ્રીને એમના સતત સંપર્કમાં આવવું પડતું હતું. સમાધાન માટે શેઠશ્રીનું વલણ પૂરેપૂરું હતું; એ સાથે મિલોની નાજુક દશાનો પણ એમણે વિચાર કરવાનો હતો. બંને પક્ષોને સમજાવીને સહકારથી કામ લેવાય તો જ પરિસ્થિતિ સુધરે એમ હતું.

આ વાટાઘાટો પંદરેક દિવસ ચાલી અને સમાધાનનો મધ્યમ માર્ગ સ્વીકારીને મજૂરોને અઢી રૂપિયા આપવાનું નક્કી થયું. તા. ૨૯-૨-૪૦ ની રાતે ૩ વાગ્યે સમાધાનના ખરીતા પર બંને પક્ષોની સહીઓ થઈ. એ સમયે મજૂરોને સંતોષ આપતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે

"મિલો કમાણી કરે કે ના કરે, પરંતુ મજૂરોને તો ચોક્કસ મળશે જ.'

એ રીતે સવાલાખ જેટલા મજૂરો પર હડતાળને પરિણામે બેકારીનો હાઉ ઘૂરકી રહ્યો હતો તે દૂર થયો, ચિંતા અને ગમગીનીનાં વાદળો વિખેરાયાં, અને બધે જ આનંદ આનંદ ફેલાયો. આજે અમદાવાદના મજૂરોને હિંદભરના વધારાના ભથ્થા કરતાં વધારે સારું ભથ્થું મળે છે એના મૂળમાં એ સમાધાનની વૃત્તિ રહેલી છે.

'બંને પક્ષો સમાધાનીથી કામ લે તો મિલમાલિક અને મિલમજૂરનો સંબંધ મીઠો રહે' એ બાબતનો દાખલો પૂરો પાડનાર અમદાવાદ છે.

શેઠશ્રીની પ્રતિષ્ઠા સમાધાનવૃત્તિના એક અગ્રેસર ઉદ્યોગપતિ તરીકે ત્યારથી થવા લાગી છે. એમના વહીવટ નીચે રહેલી બધી જ મિલોમાં એમણે આ ઉદાર વલણ અખત્યાર કર્યું છે અને જ્યારે જ્યારે કાંઈ અથડામણ કે વહીવટી ગૂંચ ઊભી થાય ત્યારે શેઠશ્રી જાતે એ બાબતમાં સંપૂર્ણ ધ્યાન દે છે અને સમાધાનને માર્ગે જ એ ઉકેલ શોધી લે છે. આને કારણે એમની મિલોના વહીવટમાં સારી પ્રગતિ થઈ છે.

એક તો આળસ કે પ્રમાદનો બિલકુલ ત્યાગ; અડધી રાતે પણ કામ પડે, તો તૈયાર; બીજું હૃદયની ઉદારતા અને મિલનસાર સ્વભાવ; એને કારણે શેઠશ્રીનું મિત્રમંડળ ઘણું જ બહોળું છે. સારા જનોના સંપર્ક અને સહવાસથી એમણે પોતાના જીવનને વિશેષ સુવાસિત બનાવ્યું છે.

એ અરસામાં રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ભારતમાં આવ્યા અને એમણે અમદાવાદને પોતાના કાર્યક્ષેત્રનું કેન્દ્ર બનાવ્યું. ગાંધીજીની વિવેકભરી ચકોરદૃષ્ટિએ અમદાવાદનું માનસ વર્તી લીધું અને એમણે અમદાવાદના નાગરિક

જનો સાથે વ્યક્તિગત સંપર્ક વધારીને અમદાવાદની પ્રગતિમાં મોટો ફાળો આપ્યો છે અને એ બદલ અમદાવાદ એમનું ઋણી છે.

શેઠશ્રીના પિતાશ્રી અચરતલાલભાઈને મળવા માટે મહાત્મા ગાંધીજી 'વસંત ભવન'માં પધાર્યા હતા. શેઠશ્રી સાથે ગાંધીજીનું આ પ્રથમ મિલન હતું. ત્યાર પછી અવારનવાર મિલનના પ્રસંગો બનતા હતા. નવરંગપુરાની 'બહેરાં મૂંગાંની શાળા'ની કારોબારી સમિતિમાં શેઠશ્રી હતા. ગાંધીજીને પણ એ પ્રવૃત્તિમાં રસ તો હતો જ. આને અંગે વારંવાર મળવાનું થતાં બેઉ એકમેકના સંપર્કમાં આવી શકયા હતા. એ ઉપરાંત મજૂરનાં કલ્યાણકામોમાં ગાંધીજી રસ લેતા થયા ત્યારે પણ બીજા ઉદ્યોગપતિઓ સાથે શેઠશ્રી ગાંધીજીના નિકટ પરિચયમાં આવ્યા હતા. એક નિખાલસ ધર્મભાવુક સરળ ગૃહસ્થ તરીકે ગાંધીજીને શેઠ પર વિશેષ ભાવ હતો.

એ અરસામાં અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે સરદાર વલ્લભભાઈ નિમાયા હતા. સમાજના હિતમાં કે જાહેર કાર્ય કરવામાં ધનની ટીપ કરવામાં આવતી ત્યારે સરદાર જાતે 'વસંત ભવન'માં આવતા. ધીરે ધીરે બંનેનો સંપર્ક વધતો ગયો અને છેલ્લે છેલ્લે બંને ખૂબ જ ઘનિષ્ઠ મિત્ર જેવા બની રહ્યા હતા.

સરદાર માલિક-મજૂરના સંબંધમાં પંચપ્રથાના હિમાયતી હતા. માલિકો પોતાની મૂડીના હિતનો વિચાર કરે અને મજૂરો ફક્ત મજૂરીનો જ, તો એમાં કોઈ એકનું ભલું ન થાય. 'મિલ-ઉદ્યોગના વિકાસની સાથે મજૂરોનાં હિતો પણ સચવાય, એ રીતનો વિચાર કરનારા મિલમાલિકોમાં શેઠશ્રી હરિદાસભાઈ આગળ પડતા છે.' એનો સ્પષ્ટ ખ્યાલ સરદારશ્રીને એ વખતે આવ્યો હતો અને તેથી તો જ્યારે જ્યારે સરદાર એમને મળતા

ત્યારે બંને વચ્ચે મિત્રભાવે આ ચર્ચા થતી હતી. સરદારનો સ્વભાવ એ કાળે પણ તેજસ્વી અને આગ્રહી તો ખરો જ! એક પ્રસંગે કાંઈ આવી જ ચર્ચા નીકળતાં બંને વચ્ચે મતભેદ ઊભો થયો અને સરદારશ્રી આવેશમાં આવી ગયા. શેઠશ્રીના વદન પર ત્યારે પણ આછું સ્મિત જ ફરકી રહ્યું હતું, જેનો સરદારને લાંબા કાળથી પરિચય હતો. શેઠશ્રીની નરમાશવૃત્તિની છાપ સરદારના માનસ પર અજબ રીતે ઊઠી હતી. પાછળથી પંચપ્રથા દાખલ થઈ એના મૂળમાં આ બે પુરુષોનાં મિલન અને સંપર્કનો ફાળો છે.

ભારત આઝાદ થયું, સ્વરાજ્યની સ્થાપના થઈ, અને સરદારશ્રી મધ્યસ્થ ધારાસભાના ગૃહપ્રધાન બન્યા, તે કાળે પણ એમણે પત્રો દ્વારા શેઠશ્રીનો સંપર્ક ચાલુ રાખ્યો હતો અને સરદાર અમદાવાદ આવે ત્યારે સમારંભપ્રસંગે નમસ્કારવિધિ થતો અને મીઠાં જૂનાં સ્મરણો તાજાં થતાં! સરદારશ્રી ગયા, પણ એમની મીઠી સોબત શેઠશ્રી યાદ કરે છે!

અમદાવાદના જાણીતા ધારાશાસ્ત્રી અને લોકસભાના અધ્યક્ષ શ્રી ગણેશ વાસુદેવ માવળંકરના નિકટ સંપર્કમાં આવવાનું સદ્ભાગ્ય પણ શેઠશ્રીને મળેલું છે. 'દાદા માવળંકર'ના મીઠા નામથી ઓળખાતા એ પુરુષ કેટલોક સમય સુધી શેઠશ્રીના કાયદાના સલાહકાર હતા. સીધા અને નિખાલસ સદ્ગૃહસ્થની સાથે કામ પાડવામાં એમને ઘણો આનંદ આવતો હતો. એજ્યુકેશન સોસાયટી, ગુજરાત યુનિવર્સિટી વગેરે કેળવણી સંસ્થાઓને મદદ કરવામાં શેઠશ્રીનો ફાળો નાનોસૂનો નથી. એ સાથે નાની નાની સગવડોમાં પણ જ્યારે 'દાદા સાહેબ'ને જરૂર પડતી ત્યારે પણ શેઠશ્રીની મદદ એમને મળી રહેતી હતી. સૌરાષ્ટ્રના પ્રવાસમાં એક વખતે 'દાદા સાહેબ' ગયા હતા ત્યારે શેઠશ્રીનો ઓચિંતો ભેટો થયો ત્યારે બંને સાથે થઈ ગયા હતા.

અમદાવાદના સખી ગૃહસ્થો દેશના રાષ્ટ્રિય પુરુષોના સંપર્કમાં આવ્યા છે, એટલું જ નહિ, એમના સાથસહકારથી રાષ્ટ્રિય પુરુષોએ દેશના હિતનાં ઘણાં સારાં કાર્યો કરેલાં છે.

રાષ્ટ્રપિતા ગાંધીજી, સરદાર વલ્લભભાઈ, દાદાસાહેબ માવળંકર જેવા સમસ્ત ભારતના અગ્રણી નેતાઓના જીવનનો આરંભકાળ અમદાવાદમાં થયો છે અને અમદાવાદના ગૃહસ્થો સાથેનાં એમનાં સંસ્મરણો મીઠાં અને મઘમઘતાં છે. મતભેદો ગમે તેવા ઉગ્ર હોય, પણ તેથી જીવનના સંપર્કમાં કડવાશ જન્મી નથી, પરંતુ પરિણામે બંનેના સાથ સહકારથી જે લાભ થયા છે તે ભારતના ઇતિહાસમાં નોંધપાત્ર છે. અમદાવાદ ભારતના વિકાસકાર્યમાં એ રીતે અગ્રેસર બન્યું છે!

શેઠશ્રીના અંગત સ્નેહી બનીને એમની સાથે સતત સંપર્કમાં રહેનાર રાજપુરુષ માનનીય મોરારજીભાઈ દેસાઈ મુંબાઈ રાજ્યના પંત પ્રધાન હતા એ હવે તો મધ્યસ્થ ધારાસભાના વેપારપ્રધાન બન્યા છે. મોરારજીભાઈએ એક કાળે તો અમદાવાદને જ પોતાનું વતન માન્યું હતું અને અમદાવાદ તરફથી જ ચૂંટાઈ આવીને એમણે અમદાવાદનું ગૌરવ વધાર્યું છે. આ બંને પુરુષો નિકટ પરિચયમાં આવ્યા, એ જૂનો પ્રસંગ બંને માટે ચિરસ્મરણીય બન્યો છે.

એક ઉનાળામાં શેઠશ્રી પોતાના કુટુંબ-પરિવાર સાથે થાણા જિલ્લાના દરિયાકિનારે આવેલ બોરડી હવાફેર કરવા માટે ગયા હતા. અમદાવાદના બીજા જાણીતા ઉદ્યોગપતિ શેઠશ્રી વાડીલાલ લલ્લુભાઈ પણ પોતાના કુટુંબ-પરિવાર સાથે ત્યાં ગયા હતા. શ્રી મોરારજીભાઈ એ કુટુંબ સાથે રહેવા માટે આવ્યા હતા. બંને કુટુંબો પહેલેથી જ પરિચયમાં અને સ્નેહસંબંધમાં હતાં તેથી દરિયાકાંઠે સાંજના બધા ફરવા નીકળતા હતા. શ્રી

મોરારજીભાઈને શેઠશ્રી સાથે ચર્ચાઓ કરવામાં આનંદ આવતો હતો અને તેથી બંને પરસ્પરના વિચાર જાણી લેતા હતા. વિચારોમાં મતભેદ હોવા છતાં નિખાલસ ભાવે ચર્ચા થતી અને તેથી બંને વચ્ચે સ્નેહગાંઠ બંધાઈ અને સંપર્ક વધવા લાગ્યો.

મુંબઈ રાજ્યના વડા પ્રધાન બન્યા પછી શ્રી મોરારજી-ભાઈને મળવા શેઠશ્રી મુંબાઈના સેક્રેટરિયેટમાં કે એમના નિવાસ-સ્થાને જાય ત્યારે બંને પુરુષનાં મિલન ઉભયકાલેર થાય શેઠશ્રીને મુંબાઈ જવાનો પ્રસંગ આવે ત્યારે એમને મળવા જાય તે જ રીતે શ્રી મોરારજીભાઈ અમદાવાદ આવે ત્યારે આવશ્યક રીતે મળી લે કે કોઈ વખત શ્રી મોરારજીભાઈ 'વસંત ભવન'માં આવે અને હળવા વાર્તાવિનોદમાં થોડો સમય પસાર કરી બંને છૂટા પડે ધાર્મિક દૃષ્ટિએ બંને વચ્ચે મતભેદ હોવા છતાં બંને વચ્ચે મનભેદ નથી, એ બાબત આજના યુવાનોએ ધ્યાન પર લેવા જેવી છે.

શેઠશ્રીના અંગત પરિચયમાં આવનાર બીજા પણ કેટલાક સ્નેહી મિત્રો છે તેઓમાં સ્વ. શેઠશ્રી હરિવલ્લભદાસ કાળિદાસ, સ્વ. શેઠશ્રી જીવણલાલ ગિરધરલાલાલ અને સ્વ. શેઠશ્રી લાલભાઈ દલપતભાઈ મુખ્ય હતા.

મુંબાઈના જાણીતા બૅન્કર શેઠશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી શેઠશ્રીના અંતરંગ સ્વજન જેવા બની ગયા હતા. એમણે માંદ-ગીને બિછાનેથી શેઠશ્રીના નિકટ પરિચયને યાદ આપતો એક સ્મૃતિલેખ મોકલી આપ્યો છે, જે આ ગ્રંથના આરંભે મૂકવામાં આવ્યો છે. એમનો સ્વર્ગવાસ થતાં શેઠશ્રીએ એક નિકટ સ્નેહી મિત્ર ગુમાવ્યો છે. એમની યાદ કરતાં શેઠની આંખમાં સ્નેહનાં ઝળઝળિયાં આવી જાય છે.

શ્રી પ્રાણલાલભાઈને શ્રદ્ધાંજલિ અર્પતાં શેઠશ્રીએ પાઠવ્યું હતું કે

"સ્વ શેઠશ્રી પ્રાણલાલભાઈ સાથેનો મારો સંબંધ છેલ્લાં ત્રીશ વર્ષોથી એક સગા સહોદર જેવો મીઠો અને મહત્ત્વપૂર્ણ હતો. વયમાં મારાથી બાર વર્ષે નાના, પરંતુ મારા પ્રત્યેની એમની મમતા અને આત્મીયતા એટલી તો ઊંડી હતી કે એક સાચા સહોદરભાવનું દર્શન મને એમનામાં થતું હતું. એમના નિધનથી મને મારી બાંય કપાયા જેટલું દુઃખ થાય છે.

"હજી તો થોડા જ દિવસો પહેલાં મારા પ્રતિ પ્રેમ અને સૌહાર્દથી છલકતો લેખ લખી આપ્યો છે તેના અક્ષરોની શાહી પણ સુકાઈ નથી ત્યાં તો મારે એમને અંજલિ આપવાનો આ દુઃખદ પ્રસંગ સાંપડે છે. ઈશ્વરની કેવી અકળ લીલા છે!

"એઓશ્રી વર્તાવમાં પ્રેમાળ, સદાય હસમુખા, મહત્ત્વાકાંક્ષી, સુભાષી, નીડર, દેશપ્રેમી, સાહસિક, સેવાભાવી, લલિતકળાના મીમાંસક, દાનવીર, ધર્મભાવુક, મિત્રપરાયણ–એવાં અનેક ગુણિયલ વિશેષણો એમના નામ આગળ શોભે, એવા એક સાચા ભારતીય શેઠશ્રી પ્રાણલાલભાઈના નિધનથી અનેક જનોએ પોતાના સાચા સલાહકાર અને મિત્ર સાથી ગુમાવ્યા છે."

શેઠશ્રીના અંગત પરિચયમાં આવનાર અમદાવાદના આજના ઉદ્યોગપતિઓમાં શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ, શેઠશ્રી અંબાલાલ સારાભાઈ, શેઠશ્રી સાકરલાલ બાલાભાઈ, શેઠશ્રી અમૃતલાલ હરગોવનદાસ વગેરે છે. એ બધા ઉદ્યોગવ્યવસાય, સામાજિક કાર્યો, મિલન મેળાવડા જેવા પ્રસંગોએ એકઠા થાય છે. અન્ય ઉદ્યોગપતિઓ અને આગેવાન વેપારી મિત્રોનાં શેઠશ્રી પ્રત્યેનાં મમતા અને આદર એનાં દર્શન આ ગ્રંથના ત્રીજા ખંડમાં વ્યક્ત થયેલ એમની 'શુભ ભાવનાઓ'માં પ્રગટ થાય છે.

૫

## જીવન-ધારણા

मज्जन्मनः फलमिदं मधुकैटभारे
मत्प्रार्थनीय मदनुग्रह एष एव।
त्वद्भृत्यभृत्यपरिचारकभृत्यभृत्य-
भृत्यस्य भृत्य इति मां स्मर लोकनाथ ॥
(પાંડવગીતા)

હે કૈટભારિ, મધુસૂદન ! એ જ યાચું,
એ હો કૃપા, જીવનનું ફળ એ જ એક :
તારાય દાસ પરિચારકનાય ભૃત્ય,
તેનોય દાસ મુજને પ્રભુ ! આપ માનો.

"પ્રેમ, વિદ્યા અને ધર્મ એ ત્રણેય આપણા પરમ મિત્ર છે; એમની મદદ વિના આપણું નભે એમ નથી; પણ આપણે એમને ઘર, શાળા અને મંદિરમાં કેદ કરી દીધાં છે. પ્રેમ ઘરની બહાર નીકળીને સમાજમાં વ્યાપક બનવો જોઈએ, ધર્મ મંદિરમાંથી નીકળીને ઠેકઠેકાણે ફેલાઈ જવો જોઈએ, અને પ્રગતિના રસ્તા પર વિદ્યાના જે ડુંગરા ખડકાઈ ગયા છે તેનાથી અજ્ઞાનના ખાડા ભરાઈ જવા જોઈએ.

"ધર્મ મારો વ્યક્તિગત સખા છે, ધર્મ આ સમસ્ત

સમાજનો સખા છે, ધર્મ આ દુનિયાના જીવનમાં સખા છે, અને ધર્મ પરલોકને માટે સખા છે. ધર્મ આમ ચારે પગે ઊભો થઈ જશે, ચતુર્વિધ નિશ્ચય બંધાઈ જશે, ત્યારે ધર્મનો અમલ એકેએક જણ કરશે."

આપણા આ સનાતન ધર્મની સીધી સાદી સમજ આપતાં આચાર્ય વિનોબા ભાવે કર્મ ભકિત અને જ્ઞાનની વ્યાખ્યા કરે છે. વૈષ્ણવ ધર્મની ભાવનામાં આ બધું એકરસ બની જાય છે. ભકતજન હાથે જે કાંઈ કરે છે તે પ્રભુની સેવા છે, જે કાંઈ બોલે છે તે પ્રભુની ભક્તિ છે, અને જે કાંઈ વિચારે છે તે પ્રભુનાં જ્ઞાન છે. વૈષ્ણવ કુટુંબમાં જન્મ લેતાં જ આ ભાવના જાગે છે; મન વાણી અને કર્મ પ્રભુની સેવામાં પરોવાઈ જાય છે.

શેઠશ્રીને પોતાનાં માતાપિતા તરફથી વૈષ્ણવ સેવાનો સાચો વારસો મળેલો છે. એ 'હરિના દાસ'જ નહિ, દાસનાય દાસ, અને એના દાસ બની સેવાનો લહાવો લૂંટે છે. માતુશ્રી વસંતબાએ મન-મરજાદ લીધી હતી અને ઠાકોરજીની સેવામાં એમનો સમય પસાર થતો હતો. 'નિત સેવા, નિત કીર્તન ઓચ્છવ' જેવું એ ઘરનું પવિત્ર વાતાવરણ હતું. માતુશ્રીને તીર્થયાત્રા કરવામાં ખૂબ જ રસ હતો. વૃંદાવન મથુરાં જેવાં વૈષ્ણવ ધામ અને યમુનાનાં પાન એમાં એમને ઠાકોરજીની નિત્યલીલાનાં દર્શન થતાં હતાં. ઘરમાં હોય કે ઘરની બહાર હોય, સારા પ્રસંગ હોય કે માઠા પ્રસંગ હોય, પરંતુ માતુશ્રીની નિતસેવા એકધારી ભક્તિભાવનાથી ભરપૂર રહેતી હતી. એમનો પ્રેમ પતિ પુત્ર અને કુટુંબ પરિવાર સુધી સીમિત નહોતો; એમને ઘેર કોઈ પણ અતિથિજનને આદર મળતો હતો. ચુસ્ત મરજાદનું પાલન શરીરના સંબંધમાં થતું હતું, તેટલી જ વિશેષ ઉદારતા અને પ્રીતિ મનના સંબંધે હતી. વ્રત, જપ, સંયમ, દયા, પ્રેમ

પ્રભુની ભક્તિનાં સાચાં ફળ હતાં, જે જીવનમાં ઊતરી આવ્યાં હતાં. શેઠશ્રીના જીવનમાં જે નિખાલસ ઉદારવૃત્તિ જોવાને મળે છે તે માતુશ્રીની સેવાનું સુભગ ફળ છે.

માતુશ્રીને જ્યોતિષ પર પૂરી શ્રદ્ધા હતી. એમાં ભાખ્યા પ્રમાણે ૫૫ વર્ષની વયે એમનો ગોલોકવાસ થયો હતો. 'અંતકાળ પાસે આવ્યો છે' એની એમને ખબર પડી ગઈ હતી. એકાએક પેટમાં ગોળો ચડી આવ્યો. 'આ લોકની લીલા સંકેલાઈ રહી છે' જાણીને એમણે શ્રીનાથજી બાવાની છબીને દંડવત્ પ્રણામ કર્યા અને સંસાર પરથી પોતાની સર્વ વૃત્તિઓ સંકેલી લીધી. એમણે એ જ સમયે આંખ મીંચી દીધી અને પ્રભુસ્મરણ સાથે અંતિમ શ્વાસ લીધો.

પિતાશ્રી અચરતલાલની પ્રતિષ્ઠા ધર્મપરાયણ ઉદાર સખી ગૃહસ્થ તરીકે હતી. ગુજરાતી અને અંગ્રેજીનાં ચાર ધોરણનો અભ્યાસ કરીને એઓ જીવન-વ્યવસાયમાં જોડાયા હતા. વંશ-પરંપરાથી શરાફી લેવડદેવડનો ધંધો હતો; એમાં એમણે સારી એવી પ્રગતિ કરી બતાવી અને એ સાથે અમદાવાદમાં નવા જ વિકાસ પામતા મિલ-વ્યવસાયમાં એ પિતાશ્રી સાથે જોડાયા, એટલું જ નહિ, પોતાની સ્વતંત્ર મિલ ઊભી કરીને 'ઉદ્યોગપતિ' તરીકે એમણે સારી પ્રતિષ્ઠા મેળવી. શેઠશ્રીએ એકવીસમે વર્ષે પિતાની સાથે મિલ-સંચાલનનું કાર્ય હાથ પર લીધું અને થોડાં જ વર્ષમાં પિતાશ્રીના કાર્યનો સર્વ બોજો પોતાને શિરે લઈ લીધો.

પિતાશ્રીને ઇષ્ટસેવા અને ભક્તિભાવના માટે પૂરતો અવકાશ મળ્યો. રોજના દશ દશ કલાક એઓ સેવામાં ગાળતા હતા. અષ્ટાક્ષર મંત્રની ૧૦૮ માળા રોજ ફેરવતા અને પછી ધાર્મિક વાચન-પાઠ કરતા હતા. કથાપારાયણ, સત્સંગ, ભજન કીર્તન વગેરેમાં એઓ દિવસનો મોટો ભાગ પસાર કરતા હતા.

એમની રહેણીકરણી અત્યંત સાદી અને સરળ હતી. ધીરજ અને કુનેહથી એમણે ઘણાય અટપટા પ્રશ્નો ઉકેલ્યા હતા. પિતાશ્રીના એ ગુણોની શેઠશ્રીને તાલીમ મળી છે અને તેથી મિલ-ધંધાના ઘણા અટપટા પ્રશ્નો ઉકેલવામાં એમને સફળતા મળી છે. પિતાશ્રીની છત્રછાયામાં જે જીવનની તાલીમ મળી છે તે કોઈ પણ વિદ્યાપીઠની ઉચ્ચ તાલીમ કરતાં ચડે એમ છે. એક જ કામધંધામાં પિતાની સાથે પુત્ર જોડાય ત્યારે એને પિતાના અનુભવોની બક્ષિસ મળે છે. પ્રતિષ્ઠા, ઓળખાણ, આવડત, વ્યવહારદક્ષતા એ બધું અકસ્માત મળતું નથી; એ તો વારસામાં ઊતરી આવે છે.

વડીલ જનની છત્રછાયા નીચે બહોળા કુટુંબ-પરિવારને જીવનના જે સંસ્કાર મળે છે અને સુખસગવડનાં સાધન સરળતાથી વસી શકે છે તેની એકલદોકલ માનવીને તો કલ્પના પણ નહિ આવે! ધીરજ, સંયમ અને મર્યાદાના પાઠ પણ શીખવાના હોય છે, જે જીવનમાં ઘણા ઉપયોગી બને છે. આજે તો સંયુક્ત કુટુંબ-જીવન કથળી ગયું છે; તો સાથે સાથે ધીરજ અને સંયમ પણ પરવારી ગયાં છે; અને ઠેર ઠેર અસંતોષ, અધીરાઈ, શોક, ચિંતા વધી રહ્યાં છે.

શેઠશ્રીને પોતાનાં માતાપિતા તરફથી વારસામાં સંયુક્ત કુટુંબ-જીવનની ભાવના મળી છે અને આજે એમની છત્રછાયા નીચે પુત્ર પૌત્ર વગેરેના વિશાળ કુટુંબ-પરિવારની એકતા અને માયા મમતાનાં દર્શન થાય છે, એ વંશપરિવારની એક અનોખી લહાણી છે.

વિ. સં. ૧૯૮૧ ના કાર્તિક સુદિ એકમના રોજ ૬૮ વર્ષની વયે પિતાશ્રી ગોલોકવાસી થયા હતા. એમને પણ પોતાના ગમનની ઝાંખી પહેલેથી થઈ હતી અને એમણે પોતાનાં સ્નેહી

કુટુંબીજનોને જણાવ્યું હતું કે 'કાર્તિક સુદિ એકમને દિવસે હું જઈશ.' અને એ દિવસ આવી પહોંચ્યો. એમણે પોતાના ગુરુ શ્રી રણછોડલાલજી (કોટાવાળા)ને ભેટ ધરી, સર્વ કુટુંબીજનોને બોલાવ્યાં અને પછી 'વલ્લભાખ્યાન' વંચાવા લાગ્યું. છઠ્ઠું આખ્યાન વંચાતું હતું તે જ વખતે એમણે આંખ મીંચી અને આ નશ્વર સંસારમાંથી વિદાય લીધી.

શેઠશ્રીને માતાપિતાની સેવા કરવાનો લહાવો મળ્યો છે અને માતાપિતાની આજ્ઞા ઉઠાવવામાં એમણે પોતાના જીવનને ધન્ય ગણ્યું છે.

માતુશ્રીની સ્મૃતિ સદા તાજી રહે એ ભાવનાથી જ શેઠશ્રીએ પોતાના નિવાસસ્થાનનું નામ 'વસંત ભવન' રાખ્યું છે. એમના સ્મરણમાં શેઠશ્રીએ ઘણાં દાન આપ્યાં છે, જેમાં ભરૂચના લાલ બજાર દંડના દવાખાનામાં પ્રસૂતિગૃહમાં રૂા. ૨૦૦૦]નું દાન આપેલું છે. પોતાનાં માતુશ્રીની અંતિમ ઈચ્છાને માન આપીને એમણે ડાકોર તીર્થધામમાં એક ધર્મશાળા સ્થાપી છે. આ ધર્મશાળા રૂા. ૬૫,૦૦૦)ના ખર્ચે તૈયાર થઈ છે, અને એની સ્થાપના સં. ૧૯૭૮ના માગશર સુદિ ૧૦ના રોજ માતુશ્રીના સ્મરણાર્થે કરવામાં આવી છે.

શેઠશ્રીના વૈષ્ણવ ગુરુ કોટાવાળા પૂ. શ્રી રણછોડલાલજી મહારાજ છે. એમણે શેઠશ્રીને બ્રહ્મસંબંધ આપીને કંઠી બાંધી છે; એ કારણે શ્રી વલ્લભાચાર્યજી મહાપ્રભુજીએ પ્રવર્તાવેલ પુષ્ટિ-સંપ્રદાય તરફ એમને અત્યંત આદર છે અને શ્રીવિઠ્ઠલનાથ-ગુસાંઈજીના વંશજ ગોસ્વામી બાળકોને શેઠશ્રી ખૂબ જ માન આપે છે અને પોતાના નિવાસસ્થાને અવારનવાર પધરામણી કરાવીને એમની ભેટસેવા કરે છે.

'શ્રીનાથજી બાવા' શેઠશ્રીના ઇષ્ટ દેવ છે અને એમણે

ઘર આગળ જ નિજમંદિરની સ્થાપના કરી છે અને એમની નિત્ય નિરંતર સેવામાં શેઠશ્રી જાતે હાજર રહે છે. પોતાને ત્યાં કોઈ પણ અતિથિ મહેમાન આવે તેમને સૌથી પહેલાં શ્રીનાથજી બાવાનાં દર્શન કરાવશે. એઓ ભક્તિભાવે જણાવે છે કે 'ઘરમાં દેખાવની ઘણી અમૂલ્ય ચીજો રાખી શકાય, પરંતુ મારા ઘરમાં તો દર્શનીય ઉત્તમ ચીજ શ્રીનાથજી બાવા છે.' નિત્ય સેવા-જપ-પાઠ કરીને જ શેઠશ્રી બહાર નીકળે છે. બહારની કોઈ પણ ચીજ એમને ખપતી નથી. ચાળીશ વર્ષથી એઓશ્રી કૂવાનું જ પાણી પીએ છે.

એ રીતે આચાર અને ભક્તિભાવનાથી શેઠશ્રી એક ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ છે; એ સાથે એમનું હૃદય સનાતન ધર્મથી રંગાયેલું છે. પોતે હિંદુ હોવામાં પ્રથમ ગૌરવ અનુભવે છે અને સનાતન ધર્મના ઉત્કર્ષમાં શેઠશ્રી તન મન ધનથી સેવા આપે છે. દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રીશંકરાચાર્ય મહારાજ તરફ એમને સારો આદર છે અને એમની ધાર્મિક પ્રવૃત્તિઓમાં શેઠશ્રી સક્રિય ભાગ લે છે. ધર્મ સંઘ, વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ, હિંદુ મહાસભા, શુદ્ધાદ્વૈત સંસદ વગેરે ધાર્મિક સંસ્થાઓમાં શેઠશ્રી ઊંડો રસ ધરાવે છે. અમદાવાદમાં એવી એક પણ ધાર્મિક પ્રવૃત્તિ નહિ હોય જેમાં શેઠશ્રી પોતે હાજર ન હોય. આ ઉંમરે શરીર નાદુરસ્ત રહે છે તોપણ એમના ઉત્સાહ અને સહકારથી ઘણા યુવાનોને પ્રેરણા મળી રહે છે.

શેઠશ્રીએ રાજકીય ક્ષેત્રમાં પ્રત્યક્ષ ભાગ લીધો નથી; તોપણ રાષ્ટ્રની સ્વતંત્રતાની ચળવળમાં એમણે ખૂબ જ રસ લીધો હતો. અને રાષ્ટ્રના વિકાસમાં આજે પણ એઓ પોતાની સેવા આપતા રહ્યા છે. ઘણા રાજકીય નેતાઓના અગ્રણીઓના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાથી એમની દેશદાઝ ઊંચા પ્રકારની છે. મિલ-વ્યવસાયના ક્ષેત્રમાં અમદાવાદે જે વિકાસ સાધ્યો છે તેમાં

દેશની સેવા કરવાની ઉત્તમ તક ગણીને જ શેઠશ્રીએ સક્રિય ફાળો આપ્યો છે.

અમદાવાદમાં આવનારા કોઈ પણ રાજકીય પુરુષ માટે એમનું 'વસંત ભવન' અતિથિગૃહ બન્યું છે. એમનાં કુટુંબીજનોમાં અતિથિજનને વિશેષ આદર મળે છે, એને કારણે બંગાળના રાજકીય નેતા શ્રી શ્યામાપ્રસાદ મુખરજી, સંયુક્ત પ્રાન્તના શ્રી પુરુષોત્તમદાસ ટંડનજી, ઉત્તર પ્રદેશના પંતપ્રધાન શ્રી સંપૂર્ણાનંદજી, મુંબાઈના જાણીતા ઉદ્યોગપતિ સર હોમી મોદી વગેરેના સંપર્કમાં આવવાનો લહાવો શેઠશ્રી અને એમનાં કુટુંબીજનોને મળતો રહ્યો છે.

સમાજની સેવામાં શેઠશ્રીએ વ્યાયામ-પ્રવૃત્તિ અને ગોસેવાને મોખરે ગણી છે. 'ગાય માતા છે' એનો સ્વીકાર તો ભારતની એકેએક વ્યક્તિને હૈયે છે. ગાયના દૂધથી પુષ્ટ થનારા વાછરડા જેમ ભારતની ખેતીનું મુખ્ય અંગ છે તેમ ભારતના સપૂતો ગાયનાં દૂધ, દહીં, ઘી ખાઈને બુદ્ધિ અને બળમાં વિકાસ સાધે છે એવી એમની માન્યતા છે.

પોતાની જાતને 'ગોભક્ત' ગણવામાં શેઠશ્રી આત્મગૌરવ અનુભવે છે. એઓ પોતે ગાયની સેવા કરે છે અને પોતાને ત્યાં જે કોઈ રાજકીય નેતા આવે તેને ગોસેવાની ભલામણ કરે છે. ગોસંવર્ધન અને ગોપાલનની પ્રવૃત્તિઓમાં શેઠશ્રીને એટલો તો ઊંડો રસ છે કે કોઈ પણ વ્યાખ્યાન-પ્રવચન પ્રસંગે એમણે ગોમાતાને યાદ કરી જ હોય છે. ભારતની અનેક ગૌશાળાઓની એમણે મુલાકાત લીધી છે. પોતાની મિલમાં એમણે ગોશાળા ચલાવેલી. ગાયનાં પાલન પોષણમાં એઓ જાતે દેખરેખ રાખે છે. ગાયની પાસે જઈને એને પંપાળે છે ત્યારે એમને હૈયે આનંદ ઊભરાય છે. ગાય મરી જતાં એની અંત્યેષ્ટિ ક્રિયા બહુ વિધિપૂર્વક થાય એની પણ શેઠશ્રી કાળજી રાખે છે.

ગાયોના ત્રાસ સાંભળતાં જ એમનો આત્મા કકળી ઊઠે છે. એ સંબંધી એક જ દાખલો પૂરતો છે એમની વિજય મિલ્સની ગોશાળામાંથી એક ગાયની મિલના પટાવાળાએ માગણી કરી. એ પટાવાળો ગાયને લઈ ગયો અને પછી કસાઈને ઘેર વેચી દીધી. ખબર મળતાંની સાથે જ શેઠનો આત્મા કકળી ઊઠયો. એમણે મોં-માગ્યાં નાણાં આપીને કસાઈવાડેથી ગાયને છોડાવી અને મિલની ગોશાળામાં રાખી. પટાવાળાને મિલની નોકરીમાંથી છૂટો કર્યો; પણ એ ખૂબ જ કરગર્યો અને એણે માફી માગી તેથી એને નોકરીમાં તો રાખ્યો, પણ શેઠશ્રીએ ફરી એનું મોં કદી જોયું નથી.

'ભારત ખેતીપ્રધાન છે, તેથી ગાય અને બળદ રાષ્ટ્રની ઉન્નતિનું એક ઉપયોગી અંગ છે;' એ રીતે એમણે ગોસેવાને પોતાના જીવનની સાથે વણી લીધી છે અને એને કારણે જે કાંઈ આર્થિક કે રાજકીય રીતે વેઠવું પડે તે માટે એઓ તૈયાર હોય છે.

નિત્યનિયમિત વ્યાયામ કરીને શેઠશ્રીએ પોતાના શરીરને ખડતલ બનાવ્યું છે. રમતગમતનો એમને ભારે શોખ છે. વ્યાયામશાળાઓ, ક્રીડાંગણો, રમતગમતની પ્રવૃત્તિઓ વગેરેમાં એમણે ખૂબ જ સાથસહકાર આપ્યો છે. એઓશ્રી જાતે ખાસ વ્યાયામ કરી શકતા નથી, પરંતુ નિયમિત હરવા ફરવાનું એમણે ચાલુ રાખ્યું છે. એમને આખો દિવસ બેસી રહેવું ગમતું નથી. 'હરે ફરે તો શરીરનાં લોહી ગરમ રહે, નહિ તો શરીર થીજી જાય' એમ એઓ હાસ્યવિનોદમાં કહે છે પણ ખરા!

બ્રાહ્મણો અને વિદ્વાનોને માટે એમને હૈયે ખૂબ જ આદર છે. 'વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ' એ મનુમહારાજના વાક્યને એઓશ્રી સંપૂર્ણ રીતે અનુસરે છે. પોતે મિલમાંથી આવીને જમવા બેસે તે પહેલાં 'વસંત ભવન'ના કારકૂનને પૂછી જુએ કે 'કોઈ ભૂદેવ

પધાર્યા હતા ? કોઈ અતિથિ જન આવ્યા છે?' કોઈ વૈષ્ણવ, કોઈ બ્રાહ્મણ આવે, તેને આદરથી બોલાવે, એમની વાત સાંભળે, આગંતુકની યોગ્યતા અને પોતાની પરિસ્થિતિ બંનેનો વિવેક-વિચાર કરીને શેઠશ્રી નાની મોટી રકમનાં યથાયોગ્ય દાન કરતા રહ્યા છે. કોઈ પણ યાચક, આગંતુક એમની પાસેથી નિરાશ થઈને જતો નથી. 'દરેકને સંતોષ આપો' એ એમના દાનની મિતાક્ષરી છે.

માતુશ્રીને તીર્થયાત્રા કરવાનો જે શોખ હતો તેનો રંગ શેઠશ્રીને લાગ્યો છે અને એમણે સકુટુંબ ઘણી ઘણી યાત્રાઓ કરી છે. વ્રજની ચોર્યાસી કોશ પરિક્રમા પણ એઓ કરી આવ્યા છે. "ભારતનાં તીર્થધામોમાં પોતાના કુટુંબ પરિવાર સાથે જાય, તીર્થનાં જલાશયોમાં સ્નાન, દેવદર્શન, સંત સાધુજનોના સમાગમ, યોગ્ય પાત્રને દાન દક્ષિણા, ભૂખ્યાંને અન્ન વસ્ત્ર વગેરે કરે, ત્યારે જ તીર્થયાત્રા સફળ થાય" એ ભાવના એમને હૈયે વણાઈ છે.

ઇષ્ટદેવ શ્રીનાથજી બાવાના પુણ્યધામ નાથદ્વારા કાંકરોલીની એઓ વારંવાર તીર્થયાત્રા કરે છે. એમની ટેમ્પલ કમિટીના સભ્ય તરીકે શેઠશ્રીએ વર્ષો સુધી સેવા આપી છે અને એ વૈષ્ણવ ધામની મર્યાદા વ્યવસ્થા પૂરી રીતે સચવાય એના એઓ હિમાયતી છે.

સ્ત્રીઓને જીવનના વિકાસમાં કેળવણી મળતી રહે એને એઓ અત્યંત જરૂરી ગણે છે. 'ઘરની દીવાલની ચાર ભીંતોમાં જ સ્ત્રીઓ જકડાઈ રહે, તો જ એમનાં માન મર્યાદા સચવાય' એ જાતના સંકુચિત વિચારોનો એમણે વિરોધ કરેલો છે, એ સાથે વધારે પડતી સ્વચ્છંદતા અને સ્વતંત્ર આર્થિક વિકાસના ધોરણને એમણે વધુ પડતું પગલું ગણ્યું છે. સ્ત્રીઓની પ્રગતિની બાબતમાં એમણે સારો ટેકો આપેલો છે.

'ઉદ્યોગ-વ્યવસાયના વિકાસ માટે પરદેશગમન કરવું જોઈએ; પાશ્ચાત્ય દેશોએ કરેલી પ્રગતિ જાતે જોઈ આવવાથી સ્વદેશી ઉદ્યોગોનો સારો વિકાસ થાય;' આ પ્રકારની ઉદ્યોગના વિકાસની દૃષ્ટિ હોવાથી, ધર્મની મર્યાદા એમની આડે આવી નથી. એઓ જાતે પરદેશ જઈ શકયા નથી; પરંતુ પોતાનાં કુટુંબીજનો, સ્નેહીજનોમાંથી જે કોઈ પરદેશ જતું હોય છે તેને એઓ હાર્દિક શુભ આશિષ આપે છે અને પ્રસંગને ઉચિત ઉપદેશના બે શબ્દો પણ કહે છે. એમની માયાળુ મંગલ મૂર્તિ દરેકને હૈયે વસી જાય છે, એને કારણે એમના આશીર્વાદ લેવા સૌ કોઈ આવે છે.

હસતું મુખ, પ્રસન્ન આકૃતિ, સુડોલ શરીર અને સરળ નિખાલસ મનોવૃત્તિને કારણે શેઠશ્રીના આદરભાવ અને સાથ-સહકારની સૌ કોઈ અપેક્ષા રાખે છે. અમદાવાદમાં કોઈ પણ સભા, સંમેલન, પરિષદ, મેળાવડો, ઉત્સવ, કીર્તન વગેરે રાજકીય, સામાજિક કે ધાર્મિક પ્રવૃત્તિઓ થાય તેમાં પ્રથમ મંગળાચરણની જેમ શેઠશ્રીનું નામ બોલાય છે અને મમતાને વશ થઈ શેઠશ્રી પોતાની સેવા આપે છે.

શેઠશ્રીને પોતાની લાડ જ્ઞાતિ માટે ખૂબ જ આદરભાવ છે. અમદાવાદમાં સારંગપુરમાં આવેલી રૂા. ૮૦,૦૦૦ની વાડી એમણે જ્ઞાતિને 'કૃષ્ણાર્પણ' ભેટ ધરી છે. જ્ઞાતિજનોના આર્થિક અને સામાજિક વિકાસમાં એમણે તન મન અને ધનથી સેવા આપી છે. ઈ. સ. ૧૯૪૭માં જ્યારે લાડ જ્ઞાતિની સૌથી પહેલી પરિષદ મુંબાઈ ખાતે મળી હતી ત્યારે એના પ્રથમ પ્રમુખ તરીકે શેઠ-શ્રીની વરણી થઈ હતી.

પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવા, તેમજ વ્યાયામની પ્રવૃત્તિમાં જ્ઞાતિના યુવકો અને વિદ્યાર્થીઓ રસ લે એ માટે એઓ પોતે શિષ્યવૃત્તિઓ, ઈનામો વગેરે આપીને

જ્ઞાતિજનોના ઉત્સાહમાં વધારો કરે છે. જ્ઞાતિજનોના હિતની પ્રવૃત્તિ એમના દાનથી જ શરૂ થઈ છે અને એને પરિણામે આજે લાડ જ્ઞાતિ કેળવણીમાં સારો વિકાસ સાધી રહી છે. 'અમદાવાદ તથા વડોદરામાં જ્ઞાતિ તરફથી છાત્રાલય બંધાય' એ માટે એઓ સારી આર્થિક સહાયતા આપવા તૈયાર છે. એ સાથે જ્ઞાતિના બીજા સદ્‌ગૃહસ્થોનો પણ સાથસહકાર મળે તો વિશેષ પ્રગતિ સધાય એવી ઉદાર નીતિને એઓ સ્વીકારે છે.

શેઠશ્રીની આત્મીય ભાવના સ્વજન, કુટુંબીજન કે જ્ઞાતિજન સુધી સીમિત નથી; એમના પરિચયમાં આવનાર કોઈ પણ વ્યક્તિને એમનો માયાળુ સ્વભાવ ગમી જાય છે. એમનામાં મોટાઈ છે જ નહિ; સદા નમ્ર અને નિખાલસ સ્વભાવને કારણે એમણે ઘણા આત્મીય જનો મેળવેલા છે. અમદાવાદની અનેક ધાર્મિક, સામાજિક, રાજકીય પ્રવૃત્તિઓમાં શેઠશ્રીનું નામ મોખરે હોય છે.

શેઠશ્રીનો હીરક મહોત્સવ સમારંભ વિજય મિલ્સ અને ગોપાલ મિલ્સના અધિકારીઓ અને સ્ટાફ તરફથી આ વર્ષે યોજાયો હતો તેમાં શેઠશ્રીને સુંદર કલાત્મક કાસ્કેટમાં તૈયાર કરેલાં બે માનપત્રો તેમજ અનેક સંસ્થાઓ તરફથી ફૂલહાર અપાયા હતા. અમદાવાદના જાણીતા ઉદ્યોગપતિ શેઠશ્રી સાકરલાલ બાલાભાઈએ સમારંભના પ્રમુખપદેથી બોલતાં જણાવ્યું હતું કે

"શેઠશ્રી હરિદાસભાઈને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. અમદાવાદમાં પ્લેગ ફાટી નીકળ્યો તે વખતે અમે સિદ્ધપુરમાં સાથે રહ્યા હતા. અહીં પણ મંદિરે દર્શન માટે જઈએ છીએ ત્યારે ૨૦-૨૫ મિનિટો સાથે બેસીને વિચાર-વિનિમય કરીએ છીએ. એમને ૭૫ વર્ષ પૂરાં થયાં છે તેથી એમણે અનેક દશી ચીશી જોઈ છે. એઓશ્રી ગર્ભશ્રીમંત સદ્‌ગૃહસ્થ છે. હાલના

જમાનાને અનુસાર એમના વિચારો કદાચ ઓછા અનુરૂપ હશે. આજે એમ કહેવાય છે કે 'તમે ઉદ્યોગના મંચાલકો મૂડીવાદી છો; તમે તમારી દૃષ્ટિ બદલો;' પણ એની પાસશીશી શી છે?

"અમલના વખતમાં માલિક અને નોકર વચ્ચેના સંબંધો એટલા મીઠા હતા કે માલિક નોકરનું અને નોકર માલિકનું કામ અડધી રાતે પણ કરવા તૈયાર થતા હતા. આજે તો બધું કાયદાથી કરવાની વાત થાય છે. આ માલિકો મૂડીવાદી કહેવાય છે. ખરી રીતે તો આ મોટા મજૂરો છે, પેલા નાના મજૂરો છે, એ લોકો શારીરિક શ્રમ કરે છે, સંચાલકો માનસિક શ્રમ કરે છે. આ માનસિક શ્રમ એટલા માટે વધે છે કે સારાં નરસાં વર્ષોમાં આ મિલ-વ્યવસાયને નભાવવો પડે છે. અને એ કામ ઘણું કપરું છે.

"શેઠ હરિદાસભાઈને ઉદ્યોગોનો શોખ છે. એમણે ઘણી મિલોનું સફળ સંચાલન કર્યું છે. નાના ઉદ્યોગોમાં પણ એમની પ્રતિષ્ઠા છે. બધા જ ઉદ્યોગોમાં એકધાર્યાં પરિણામ ન આવી શકે, તોપણ આ ઉમ્મરેય ઉદ્યોગ તરફની એમની અવિરત વૃત્તિ છે અને પૂરી સહાનુભૂતિથી એઓ રસ લઈ રહ્યા છે."

અમદાવાદની એક સાયન્ટિફિક ઇન્ક કંપની તરફથી શેઠશ્રીનો હીરક મહોત્સવ ઊજવાયો હતો તેના પ્રમુખપદેથી ગુજરાતના સુપ્રસિદ્ધ દૈનિક પત્ર સંદેશના તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ જણાવ્યું હતું કે

"શેઠશ્રી હરિદાસભાઈની ઉદ્યોગપ્રિયતા જાણીતી છે. એઓ સાહસિક છે, એટલુ જ નહિ, જે કાર્ય હાથમા લે છે તેને એઓ ધીરજ શ્રદ્ધા અને સતત ખંત સેવી પાર પાડે છે. મુશ્કેલીમાં એઓ કદી હતાશ થતા નથી. અને ઇશ્વર પર શ્રદ્ધા રાખી સદા ઉદ્યમશીલ રહ્યા છે અને સિદ્ધિ સાધી શકયા છે. એમની ધાર્મિક

ભાવના જાણીતી છે. એઓ એક ઉત્તમ વૈષ્ણવ કુળમાં જન્મ્યા છે અને એમણે વૈષ્ણવ ધર્મની ઉદાત્ત ભાવનાઓને જીવનમાં પોષી છે. એઓ ગોરક્ષાના સાચા હિમાયતી છે. ગાયનાં દૂધ–ઘીના સેવનનો એમનો આગ્રહ જાણીતો છે. પારકાના દુ:ખે એમનું દિલ કકળી ઊઠે છે અને એ રીતે એઓ સાચા અર્થમાં 'વૈષ્ણવજન' છે."

રાષ્ટ્ર, સમાજ, જ્ઞાતિ કે ઉદ્યોગ-વ્યવસાયના હિતમાં શેઠશ્રીએ જે જે ફાળો આપેલો છે તેમાં મુખ્ય કારણ એમની ધર્મ અને ઈશ્વર પ્રતિની ભાવના અને શ્રદ્ધા છે. ધર્મના સંસ્કારોએ એમના પર ઊંડી અસર પહોંચાડી છે અને વૈષ્ણવભાવનાથી એમનું હૃદય રંગાયેલું છે. એમના જીવનમાં એવા અનેક પ્રસંગો છે જે ધર્મ અને ભક્તિનાં સાચાં દૃષ્ટાંત બની રહે. એમાંથી બે ત્રણ પ્રસંગો અહીં નોંધી લીધેલા છે.

(૧)

શેઠશ્રી હરિદાસભાઈના એક સંબંધી મિત્રે શેઠશ્રી પાસે આવી દુ:ખી હૃદયે એક વાત કહી: "મારી પુત્રી ઉમ્મરલાયક થઈ છે. પરણાવવા વિચાર કરું છું, પણ એકાએક એ છેલ્લા કેટલાક દિવસોથી ભ્રાન્તચિત્ત (ગાંડા જેવી) થઈ ગઈ છે. ખાવા-પીવાનું કે પહેરવા ઓઢવાનું ભાન નથી. ક્યારેક સૂનમૂન બેસી રહે છે અને ક્યારેક ચીસાચીસ કરી પછી એકાએક હસવા માંડે છે. હું તો મહા ઉપાધિમાં આવી ગયો છું. વૈદ્ય–ડોક્ટરોની ઘણી દવા કરી પણ કાંઈ ફેર પડતો નથી. કોઈ ઉપાય બતાવો!" શેઠશ્રીએ બધી વાતનો વિચાર કરી ધીરેથી કહ્યું: "તમને ઈશ્વરમાં શ્રદ્ધા છે?"

પ્રત્યુત્તર: "જરૂર છે."

શેઠશ્રી : "તો પછી એક કામ કરો. રોજ છોકરીના શ્રેયાર્થે 'નવરત્ન'નો પાઠ કરાવો, રોજ ગાયોને ઘાસ નાખો, અને એ દર્દ મટવા સુધી આમ ચાલુ રાખો. ગાંડપણ મટયે ડાકોર જઈને ૫૦ બ્રાહ્મણોને ભોજન આપજો."

શ્રદ્ધાનું ભાથું લઈને શેઠશ્રીના મિત્ર ઘેર ગયા. વળતે જ દિવસેથી શેઠશ્રીએ આપેલી સલાહ મુજબ વર્તવાનું શરૂ કર્યું. દૈવયોગે છોકરીને સહેજસાજ ફરક પડવાનું શરૂ થયું. મિત્રની શ્રદ્ધા વધુ વધી. દિવસો વીત્યા અને છોકરીનું ગાંડપણ છેક જ ગયું. પેલો મિત્ર કૃતજ્ઞતાનાં આંસુથી ગળગળો બનીને શેઠશ્રી પાસે આવ્યો. પગ પકડી કહ્યું: "હું તો એ છોકરીના દુઃખથી હવે સાવ મુક્ત થઈ ગયો છું. મારી ઉપાધિ ગઈ છે. તમારી પરમ કૃપા!" શેઠશ્રીએ સાહજિક નમ્રતાથી પ્રત્યુત્તર આપ્યોઃ– "કૃપા શ્રી હરિની. આમ જ 'શ્રી'ની ઉપર શ્રદ્ધા રાખજો; એ બધાં સંકટ હરે છે." શેઠશ્રીએ આપેલા ઉપચારમાં એ ગૃહસ્થને એટલી તો શ્રદ્ધા બેસી ગઈ કે એનાથી પ્રભાવિત થઈને એણે ૫૦ ને બદલે ૫૦૦ બ્રાહ્મણોને ડાકોર જઈ બ્રહ્મભોજન આપ્યું.

(૨)

ડૉ. સિન્ધુભાઈ દ્વિવેટિયાએ કહેલો એક બીજો પ્રસંગ શેઠશ્રીની ઈશ્વિરપરાયણતાને ડૉકટરના જ શબ્દોમાં સમજવામાં વધુ પ્રકાશ પાડે છે! "શેઠશ્રી હરિદાસભાઈને અને મારે પરિચય થયો એના આરંભની વાત છે. હું શેઠશ્રીને પ્રથમ જ મળવા આવ્યો, બેઠો, નમસ્કારવિધિ થઈ. પ્રારંભિક પ્રાસ્તાવિક વાતચિત થયા પછી શેઠશ્રીએ મને કહ્યું: 'ચાલો, તમને 'કાંઈક' બતાવું' કહી શેઠશ્રી આગળ ચાલ્યા. હું મંત્રમુગ્ધ ચિત્તે કૈંક વિસ્મિત થતો એમની પાછળ ચાલ્યો. મારા મનમાં એમ હતું કે શેઠશ્રી

એમના બંગલાની કોઈ નવી સજાવટ, સમૃદ્ધિ કે એવી કોઈ નવતર સંપત્તિ કે ઐશ્વર્યની બાબત મને બતાવવાના હશે, કારણ કે અત્યાર પહેલાંના લગભગ બધા જ શ્રીમંતો પાસેથી મેં આવું જ જોયેલું ને એ મને બતાવવામાં આવેલું. પણ મારા ભારે આશ્ચર્ય વચ્ચે શેઠશ્રી એમના અંદરના બંગલાના આંગણમાં જઈ અટકયા અને એમના દેવમંદિરનો પડદો ખસેડી કહ્યું: 'જુઓ, ડોકટર, હું તમને આ બતાવવાનો હતો.' કહી એમની સેવાના ઇષ્ટ દેવનાં અને મંદિરનાં મને ખૂબ જ શ્રદ્ધાળુ સમજાવટથી દર્શન કરાવ્યાં. હું દિંગ થઈ ગયો. મને થયું કે ખરેખર શેઠશ્રીનું નિરભિમાનીપણું ખૂબ જ અદ્‌ભુત છે, સંપત્તિ અને ઐશ્વર્ય આંગણે આળોટતું હોવા છતાં 'શ્રી' એ જ ખરી સંપત્તિ છે એવું ખરા હૃદયથી માનનારા અને સમજનારા આ જગતમાં દુર્લભ છે. 'शुचीनां श्रीमतां गेहे।' એ આવા જ કોઈ યોગભ્રષ્ટ આત્મા માટે કહેવાયું હશે."

(૩)

શેઠશ્રી હરિદાસભાઈના જ શબ્દોમાં એમની પ્રભુપરાયણતાનો એક વધુ પ્રસંગ સાંભળીએ: "એક વખત હું અમદાવાદ બહાર પ્રવાસમાં હતો ત્યાં મને એકાએક તારથી ખબર આપવામાં આવી કે મારો મોટો ચિ. નંદદાસ મીરજમાં ભારે બીમાર પડી ગયેલ છે. મીરજ જનારી ટ્રેનનો ટાઈમ થઈ ગયો હતો. લાંબે જવાનું હતું એટલે સંબંધીઓ એ ટ્રેન પકડવા ઉતાવળ કરતાં હતાં. મેં આતુરતા શમાવી 'શ્રી'નું ઇષ્ટચિંતન કર્યું. મનમાં વિચાર્યું કે ઇશ્વિરની ઇચ્છાને સર્વ અધીન છે તો આવી ઉતાવળ શા માટે કરવી? મેં ટ્રેનનો ટાઈમ પસાર થઈ જવા દીધો અને એ લત્તાનાં બાળકોને બોલાવી, ઉનાળો હોવાથી, કેરીઓ વહેંચવા માંડી. આ વખતે સાંજના ચારેક વાગ્યા હશે.' બાળકોને આનંદથી

કેરીઓ ખવડાવી, કિલ્લોલતાં કરી, મેં મીરજ જતી બીજી ટ્રેન પકડી અને બીજે દિવસે મીરજ પહોંચ્યો. સ્ટેશનેથી ગાડી કરી. ગાડીવાને રસ્તામાં જ મને ખબર આપી કે 'જેને મળવા તમે જાઓ છો તે દર્દી ખુશખુશાલ છે. એમનો તાવ ઊતરી ગયો છે ને અત્યારે તો એ પત્તાં રમે છે.' હું નંદદાસ પાસે પહોંચ્યો. એ સાજો થઈ ગયો હતો અને ખૂબ જ આનંદિત હતો. મેં આગલે દિવસે સાંજે ૪–૦ વાગ્યે બાળકોને કેરીઓ વહેંચી હતી તે જ સમયે ૪–૦ વાગ્યે નંદદાસનો તાવ ઊતરી ગયો હતો. આમ કૈંક અનુચિત બનતાં દાન કરવું એમાં મારી શ્રદ્ધા છે અને એ માટે હું સૌને કહું છું."

૬

## જીવન-સૌરભ

आमोदैर्मरुतो मृगाः किसलयोल्लासैस्त्वचा तापसा
पुष्पैः षट्चरणाः फलैः शकुनयो घर्मार्दिताश्छायया।
स्कन्धैर्गन्धगजास्त्वयैव विहिताः सर्वे कृतार्थास्ततः,
त्वं विश्वोपकृतिक्षमोऽसि भवता मग्नापदोऽन्ये द्रुमाः॥

વાયુ સૌરભથી, મૃગો કુંપળથી, ને તાપસો વલ્કલે,
પુષ્પોથી ભમરા, શકુનિ ફળથી, તાપે તપ્યા છાંયડે;
હાથીઓ થડથી, કૃતાર્થ બનતાં સૌ વૃક્ષ ! તારા વડે;
આપત્તિ હરી અન્ય વૃક્ષ સહુની તું ઉપકારી બને.

સંસ્કૃતના એ કવિએ ચંદન વૃક્ષનો મહિમા ગાઈને એના પરોપકારની યાદી લખી છે. ચંદનને જે જે કુદરતી શક્તિ મળી તે બધીનો એણે પરમાર્થ માટે ઉપયોગ કર્યો. જગતમાં બીજાં પણ કેટલાંક વૃક્ષ છે, જેની પાસે શક્તિઓ રહેલી છે, પરંતુ કોઈ એને શરણે આવે તો એને એ જાકારો દે છે. એ બધાં વૃક્ષોની આપત્તિ દૂર કરવા માટે ચંદન વૃક્ષે કાર્ય ઉપાડી લીધું અને જણાવી દીધું કે 'આવો, આવો ! તમારે ક્યાંય જવાની જરૂર નથી. તમારે જે જોઈશે તે અહીં મળશે.' અને કુદરતી રીતે પેલા મલય પવન સાથે પક્ષીઓ, ભમરા, મૃગલાં અને મદોન્મત્ત

ગજરાજો ખેંચાઈ આવ્યા; પેલા તપસ્વીજન આવ્યા અને તાપથી તપેલા મુસાફરો આવ્યા; એ સૌને છાયા શીતલતા સુગંધી વગેરે મળ્યાં; એ સાથે દરેકને ઉપયોગી ચીજ પણ મળી !

અમદાવાદની કોઈક શુભ પ્રવૃત્તિ શરૂ થાય એટલે સૌથી પહેલાં નિખાલસ ઉદાર-હૃદય શેઠશ્રી હરિદાસનું નામ બોલાય ! ચૂંટણીનો પ્રસંગ હોય અને કોઈક રાજકીય નેતાનું નામ મૂકવાનું હોય તો એ કામ શેઠશ્રીને કરવાનું ! ઉદ્યોગ-વ્યવસાયમાં કોઈક સાહસિક પગલું ભરવા તૈયાર થાય, કોઈક પેઢી કંપની કે બેન્ક જેવાં ઔદ્યોગિક કાર્યો ખોલવાનાં હોય, એનાં ઉદ્‌ઘાટન શેઠના વરદ હસ્તે થાય. અને કેટલીય જાહેર સંસ્થાઓની શરૂઆત એમનાથી થાય છે. ગોશાળા, વ્યાયામશાળા, નેત્રયજ્ઞ, પાઠશાળા જેવી સમાજનાં હિતને સેવનારી સંસ્થાઓની અને કામોની શરૂઆત એમની મદદથી અને હાજરીથી થાય ! સંગીતની પરિષદ હોય, સાહિત્યનાં સંમેલન હોય, ધર્મનાં અધિવેશન હોય, મનોરંજનના મેળાવડા હોય, ક્યાંક સ્વાગત-પ્રમુખ તો ક્યાંક પ્રમુખ, ક્યાંક સંરક્ષક તો ક્યાંક સહાયક ! શેઠ હરિદાસનું નામ મુકાતાં જ બધા એકે અવાજે વધાવી લે અને થોડા સદ્‌ગૃહસ્થો 'વસંત ભવન'માં મળવા જાય તે બધાને આદર મળે. પ્રવૃત્તિ વિશે ઝીણી ઝીણી ચર્ચા કરે. પોતાની જવાબદારી સમજી લે અને તન મન ધનથી સહાય કરે ! કોઈ પણ ઉદ્યોગના નવા કામમાં એમની સલાહ લેવાય. નવી શરૂ થતી બેન્કમાં એ પહેલાં નાણાં ભરી આવે ! એમનું નામ સાંભળી ડિપોઝીટ મૂકનારાઓનો દરોડો પડે ! ઉદ્યોગ-વ્યવસાયની શરૂઆતમાં એમના શેર ભરાય ! ઉદ્યોગપતિઓ, ધંધાદારીઓ, અર્થશાસ્ત્રીઓ, ધારાશાસ્ત્રીઓ, બેન્કરો, રાજકીય નેતાઓ, સામાજિક સેવકો, ધાર્મિક નેતાઓ, સંત સાધુજનો વગેરેના નિકટ પરિચયમાં આવીને સૌનો આદર મેળવતા શેઠશ્રી હરિદાસ આ વર્ષે ૭૫ વર્ષ પૂરાં

કરીને ૭૬ મા વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે કેટકેટલી સંસ્થાઓ તરફથી એમનો હીરક મહોત્સવ સમારંભ ઊજવાય છે, એમના પ્રતિ ભલી લાગણી વ્યકત કરતી કેટલીય સંસ્થાઓ એમને શુભાશિષ પાઠવે છે, કેટલાય મહારાજાઓ મહાત્માઓ સાધુસંતો વગેરે એમના દીર્ઘજીવન માટે હાર્દિક સંદેશ પાઠવે છે, અનેક મિત્રજનો, સ્નેહીજનો, સાક્ષર પુરુષો, રાજપુરુષો એમનું દીર્ઘાયુ ઇચ્છે છે!

એમના પરમાર્થજીવનની શરૂઆત પચીશમે વર્ષે શરૂ થઈ. અને અત્યારે ૭૫ મા વર્ષની ઉષાએ પણ એ પરમાર્થ-જાહ્નવી પૂર્વવત્ વેગે વહ્યા કરે છે. સ્વાર્થરહિત સમાજની સેવા કરતા ભાઈ ગંગારામ ખન્નામાં એમણે ક્ષત્રિય કુલનું ખમીર જોયું! એમની સેવાભાવનાથી પ્રેરાઈને શેઠશ્રીએ સ્ત્રીઓના વિકાસ-માં રસ લીધો. સ્ત્રીનાં પ્રગતિ અને સ્વમાન માટે એમને આદર જાગ્યો. એ જ પ્રવૃત્તિમાંથી એમને હૈયે હિંદુ જાતિનાં ગૌરવ અને સ્વમાન જાગ્યાં! હિંદુ મહાસભામાં એઓ જોડાયા અને એની પ્રવૃત્તિમાં સાથસહકાર આપ્યો. ક્રાંતિકારી નેતા વીર સાવરકરના પરિચયમાં પણ એઓ આવ્યા. બંગાળના રાષ્ટ્રિય નેતા સ્વ. શ્યામાપ્રસાદ મુખરજીને મહેમાન બનાવી એમની પ્રવૃત્તિમાં સાથ આપ્યો અને વિચાર-વિનિમય કર્યો!

૨૫ વર્ષથી ૭૫ વર્ષ સુધીના શેઠશ્રીના સામાજિક જીવનમાં અનેક પ્રસંગો નોંધપાત્ર બને છે. આ પ્રસંગોમાં ભાગ લેવાને કારણે એઓ અનેક નાની મોટી વ્યક્તિઓના પરિચયમાં આવે છે. સત્સંગ સાધીને એમણે પોતાનું જીવન ઉન્નત બનાવ્યું છે; એ સાથે બીજાને અનેક ઉપયોગી સલાહ સૂચનો આપીને એમના રાહબર–જીવનયાત્રાળુ બનવાનું શુભ પુણ્ય પણ એમણે મેળવેલું છે.

હિંદુત્વનું ગૌરવ ધરાવનાર વ્યક્તિઓ સાથે શેઠશ્રી પ્રથમ

પરિચયમાં આવે છે. ગુલામીમાં ડૂબેલા ભારતનાં અનેક દૂષણોમાં 'નબળાઈ' એ હિંદુ જાતિનું મોટું દૂષણ હતું. રાજ્યમાં અને સમાજમાં સારી રીતે હડધૂત થતી અને અંદરોઅંદરનાં કલહ, કંકાસ, રૂઢિરિવાજથી સડતી એ હિંદુ જાતિનાં કલ્યાણ કરવા એક બાજુ સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી અને એમના અનુગામી સ્વામી શ્રદ્ધાનંદજી જાગ્યા, તો બીજી બાજુ શ્રી રામકૃષ્ણ પરમહંસને ગુરુપદ આપીને સ્વામીશ્રી વિવેકાનંદે જગતભરમાં હિંદુત્વના ગૌરવનું રક્ષણ કર્યું.

અત્યારની સદીમાં એ સાવરકર ભાઈઓ આગળ આવ્યા; ભારતને માટે એમણે કેસરિયાં કર્યાં. વીર સાવરકરને નામે જાણીતા થયેલા એ ભારતના વિશિષ્ટ માનવંતા પુરુષને પ્રમુખપદે વડોદરામાં અખિલ ભારતવર્ષીય રાજ્યની હિંદુ પરિષદ યોજવામાં આવી ત્યારે શેઠશ્રીની સેવાઓની કદર કરીને એમને વિશિષ્ટ માન આપવામાં આવ્યું હતું.

સનાતન ધર્મના ઉત્કર્ષમાં તેમજ હિંદુ જાતિનું ગૌરવ વધારવામાં શેઠશ્રીનો એ સાથસહકાર નોંધપાત્ર છે, તો વૈષ્ણવ ધર્મ પુષ્ટિમાર્ગના પોતે ચુસ્ત અનુયાયી છે અને તેથી જ નડિયાદ વૈષ્ણવ પરિષદ યોજાઈ તેના પોતે સ્વાગત પ્રમુખ બન્યા હતા અને અમદાવાદની 'શુદ્ધાદ્વૈત સંસદ'ના પ્રમુખપદે વર્ષો સુધી રહ્યા છે.

આણુમાં મળેલ ગોરક્ષા સંમેલનના એઓ પ્રમુખ બનીને ગોરક્ષા અને ગોસંવર્ધનના કાર્યમાં વિશેષ ફાળો આપે છે. એ સાથે વ્યાયામની વિશિષ્ટ પ્રવૃત્તિઓ એમના હાથે શરૂ થાય છે. વડોદરાના જાણીતા વ્યાયામવીર શ્રી માણેકરાવના નિકટ પરિચયમાં આવી એમના ઉત્સાહમાં વૃદ્ધિ કરી આપે છે.

અમદાવાદ પ્રીતમનગરના યોગસાધન આશ્રમના ઉપક્રમે

યોજાયેલ સભાના પ્રમુખપદેથી શેઠશ્રી હિમાલયના જાણીતા મહાત્મા શ્રી ગણેશદત્તજી ગોસ્વામીનો પરિચય આપે છે અને એમને 'વસંત ભવન'માં બોલાવી વિશેષ સંસર્ગમાં આવે છે.

વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ, મહાગુજરાત ધર્મસંઘ, હિંદુ ધર્મ સંમેલન જેવાં ધાર્મિક સંમેલનોમાં સ્વાગત પ્રમુખ તરીકે શેઠશ્રીની વરણી થાય છે તેવે પ્રસંગે શ્રી શંકરાચાર્ય મહારાજ, શ્રી કરપાત્રીજી મહારાજ, શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીજી મહારાજ જેવા સનાતનપ્રેમી નેતાઓના નિકટ સત્સંગમાં આવવાનો અપૂર્વ લહાવો શેઠશ્રીને મળતો રહે છે

મ્યુનિસિપાલિટીના સરકાર-નિયુક્ત સભ્ય બનીને એઓ નગરની પોળેપોળની તપાસ કરે છે અને જનતાના સંપર્કમાં આવે છે. એ સાથે નારીવિકાસના ક્ષેત્રમાં એક પગલું આગળ ભરે છે. મહિલા પાઠશાળા, જ્યોતિસંઘ જેવી સંસ્થાઓના મેળાવડા એમને પ્રમુખપદે યોજાય છે. સ્ત્રીઓને ઉચ્ચ પ્રકારની કેળવણી મળવી જોઈએ એના એઓ હિમાયતી બને છે. એ સાથે આર્ય નારીની મર્યાદા અને સેવાભક્તિની એઓ મુક્તકંઠે પ્રશંસા કરે છે, તો કન્યાઓને અપાતી શારીરિક તાલીમને પણ વખાણી લે છે.

આચારે પોતે ચુસ્ત વૈષ્ણવ છે, પરંતુ ઉદ્યોગ-વ્યવસાય અને વ્યવહારુ સંજોગોમાં એમને નવા યુગની ઝાંખી થાય છે. એઓ નવા વિચાર અપનાવે છે, નવી સુધારણા તરફ એમની વૃત્તિ ઉદાર બને છે. એ જૂનો જમાનો હતો : 'પરદેશ જનારને જ્ઞાતિ બહાર મૂકવામાં આવતા હતા.' એ જ જમાનાના પ્રતિનિધિ તરીકે શેઠશ્રી આગળ આવે છે અને પરદેશ જવાની હિમાયત કરે છે. "ધંધાદારી વિકાસમાં પરદેશી યંત્રો અપનાવ્યાં, તો પરદેશોની મુલાકાત લઈને વિજ્ઞાનની પ્રગતિમાં

એમણે જે વિકાસ સાધ્યો છે તેનો પરિચય પણ સાધવો જોઈએ." આ એમનો દૃષ્ટિકોણ છે.

શેઠમાં માયા-મમતાભર્યા સ્વભાવનાં દર્શન થાય છે. એમની મુલાકાતે જનારને 'કેમ આવ્યા?' એમ શેઠ સહજ પૂછી લે છે. મુલાકાતી લાગણીવાળો હશે તો એને જરાક આંચકો લાગશે, પણ શેઠની નિખાલસ વૃત્તિનો પરિચય થયા પછી એ સ્વાભાવિક લાગશે. મુલાકાતે જનારની દરેક વાત ઝીણવટથી જાણી પૂછી લેશે; પોતાની શક્તિ, મર્યાદા, સ્થિતિ વગેરેનો ખ્યાલ પણ આપશે. મુલાકાતીને નિરાશ કરવાની એમની ભાવના નથી હોતી અને તેથી તો પ્રેમને વશ થઈ એમની સહાનુભૂતિ મેળવીને મુલાકાતી રાજી થતો વિદાય લેશે.

એમની સાથે અંગત વાતોમાં ઊતરવાનો પણ એક લહાવો છે. 'તમે શું કરો છો? તમને કઈ બાબતમાં રસ છે? કસરત કરો છો? મૂર્તિપૂજામાં માનો છો? ધર્મ પાળો છો? ગાય માટે તમારું શું માનવું છે?' આવા આવા કેટલાય પ્રશ્નોના ઉત્તર આપવાની જેની તૈયારી હોય અને સરલ નિખાલસ ભાવે વાતચીત કરી શકાય તો શેઠના નિકટ પરિચયમાં આવતાં વાર નહિ લાગે! વાતચીતમાં બનાવટ કરો કે ઢાંકપિછોડો કરો એને તો એઓ તરત સમજી લેશે અને મુલાકાત ટૂંકમાં પતાવીને રાહત અનુભવશે.

હવા ખાવાનાં સ્થળોએ જવું કે તીર્થયાત્રાઓ કરવી એને શેઠશ્રી જીવનના વિકાસમાં આવશ્યક પગલું ગણે છે. ભારતનાં તીર્થસ્થાનો કાશી, મથુરાં, હરદ્વાર, જગન્નાથ જેવાંની મુલાકાત શેઠશ્રી વારંવાર લેતા રહે છે, એ સાથે મહાબળેશ્વર, માથેરાન, કાશ્મીર, ઊટી જેવાં હવાખાવાનાં સ્થાનોમાં ગરમીના દિવસોમાં રોકાય છે. આબુ, બોરડી જેવાં સ્થાન એમને પ્રિય બન્યાં છે.

ઉદ્યોગ-વ્યવસાયમાંથી થોડી નિવૃત્તિ તો મળે જ છે, એ સાથે અનેક નાની મોટી વ્યક્તિઓના પરિચયમાં આવીને સર્વદેશીય અનુભવજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

કાશ્મીરના નિવાસ વખતે શેઠશ્રી માનનીય કનૈયાલાલ મુનશીના પરિચયમાં આવે છે, તો બોરડીના નિવાસ પ્રસંગે માનનીય શ્રી મોરારજીભાઈના પરિચયમાં આવે છે. સાક્ષરમૂર્તિ શ્રી કૃષ્ણલાલ ઝવેરીની મુલાકાત મુંબાઈની મુલાકાત દરમ્યાન થાય છે, તો બીજા અનેક રાજકીય નેતાઓ, ધાર્મિક સાધુપુરુષો, સંત મહાત્માઓના પરિચયમાં આવવાના પ્રસંગો મળે છે.

યાત્રાઓના ધામે અને પ્રવાસોના સ્થાને પુત્રો, કુટુંબ-પરિવાર, નોકર ચાકર વગેરે સાથે માયા મમતા અને પ્રેમભાવની લાગણીનાં દર્શન થાય છે. માણસોનો પરિચય સાધીને એની જુદી જુદી શક્તિઓને પારખવાની અનુભવ-દૃષ્ટિ મળે છે. કોઈક કલાકાર સાથે તો કોઈક કવિજન સાથે, કોઈક ભગવદ્‌ભક્તજન સાથે તો કોઈક સંત સાધુજન સાથે વાતચીત કરીને તેમજ એનું હૈયું જીતીને એને રાજી કરીને શેઠ પોતે કૃતકૃત્ય બનવાનો લહાવો લે છે.

દાન આપવા વિશેની એમની માન્યતા જુદા પ્રકારની છે. અનેક સંસ્થાઓને મોટી રકમનાં દાન એમને હાથે અપાયાં છે. એમના દાનથી ચાલતી સંસ્થાઓએ મોટો વિકાસ પણ સાધ્યો છે. સંસ્થાઓને દાન આપવામાં એમણે પક્ષપાત, ભેદભાવ કે સંકુચિત વિચારસરણીને અપનાવી નથી. 'કોઈ પણ કામ સારું થતું હોય, પછી એ સમાજ કે દેશને ઉપયોગી હોય, ધર્મ કે કેળવણીના વિકાસનું હોય કે પછી ગોસેવા અને વ્યાયામની પ્રવૃત્તિમાં ઉપયોગી બનતું હોય, ત્યાં શેઠશ્રીનો હાથ વળ્યો હોય જ. નાનાં નાનાં દાન પણ શેઠશ્રી છૂટે હાથે કરી લે છે. બાળકોને

ફળ આપવાં, ગરીબોને અન્નવસ્ત્ર આપવાં, ભિક્ષુ બ્રાહ્મણને દાન દક્ષિણા આપવાં, એ ઉદાર પ્રવૃત્તિમાં એમને હૃદયથી ઊંડો સંતોષ થાય છે. માથે કોઈ ચિંતા આવી પડે, કોઈક કુટુંબીજનના માંદા થયાના સમાચાર આવે કે કોઈ આપત્તિ આવે ત્યારે એને દૂર કરવાના ઉપાય તરીકે એમણે દાન આપવાના પ્રયોગ જાતે અજમાવ્યા છે અને બીજાને એ ઉપાયો અજમાવી જોવા સલાહ સૂચનો આપ્યાં છે. એમના પોતાના અનુભવથી એમને લાગ્યું છે કે 'આવાં સંકટો દૂર થવામાં દાન આપવાની ભાવનાએ મોટો ફાળો આપ્યો છે અને એની અસર તાત્કાળિક થતી જોવાને મળે છે.

સેવા સ્મરણ, દર્શન પાઠ, જપ ધ્યાન વગેરે એમના સવારના નિત્ય ક્રમમાં આવી જાય છે. ઇષ્ટ દેવનાં દર્શન કર્યા પછી જ બહાર જવાનો એમનો નિયમ છે. એ સાથે ધાર્મિક ગ્રંથો વાંચવાનો એમને ખૂબ જ અભ્યાસ છે. ભાગવત અને રામાયણ એમના અત્યંત પ્રિય ગ્રંથો છે. તુલસીકૃત રામાયણની ચોપાઈઓ સાંભળવી એમને ખૂબ જ ગમે છે. રામાયણ-પ્રચાર સમિતિના ઉપક્રમથી વૃંદાવનવાળા ગોસ્વામી બિંદુજી મહારાજનાં આખ્યાન-પ્રવચન ગોઠવાયાં હતાં તેમાં શેઠશ્રી નિયમિત હાજરી આપતા હતા. શ્રી બિંદુજી મહારાજે રામચરિતમાનસ સંમેલન અમદાવાદમાં ભરવાનું નક્કી કર્યું અને સ્વાગત પ્રમુખ તરીકે શેઠશ્રીની વરણી થઈ, અને ખૂબ ધામધૂમથી સંમેલનની તૈયારીઓ થવા લાગી. એ પ્રસંગે કામચલાઉ મંત્રી તરીકે મારી પસંદગી થઈ અને શેઠશ્રીના પરિચયમાં આવવાનો પ્રસંગ મને મળ્યો. 'શ્રી વલ્લભાચાર્યજી મહાપ્રભુજી' નામે મારો ગ્રંથ પ્રગટ થયો હતો અને વૈષ્ણવ સમાજમાં એ ગ્રંથને સારો આદર મળ્યો હતો. શેઠશ્રીએ પણ એ ગ્રંથ વાંચેલો એટલે એના લેખક તરીકે શેઠશ્રીના સંપર્કમાં આવતાં મને વાર લાગી નહિ. મારી વાણી

અને વેશભૂષાની સાદાઈએ શેઠશ્રીના મન પર સારી અસર કરી છે. બીજાઓ સાથે મારું ઓળખાણ કરાવતાં એઓશ્રી એક વાત જરૂર કહેવાના; તે એ કે 'એમને જોતાં કોઈ એમ ન કહી શકે કે એ એમ.એ. થયેલા છે અને સાથે સંસ્કૃતના સમર્થ વિદ્વાન છે.'

રામાયણ-પ્રચાર સમિતિ તરફથી મારાં વેદ પર વ્યાખ્યાનો ગોઠવાયાં ત્યારે એમને વિશેષ આનંદ થયેલો. અને પછી તો અવારનવાર મળવાના સંયોગ આવતા હતા. શેઠશ્રીની સ્વાગત પ્રમુખ તરીકે વરણી થઈ હોય અને મારે કામચલાઉ મંત્રી બનવાનું હોય, એવા સંજોગ તો ઘણીય વાર આવતા હતા 'તમે મને બંગલે મળવા આવજો' એ પ્રકારનાં એમનાં નિમંત્રણ મને મળેલાં છે ત્યારે એમની સાથે બેસીને એમના વિચાર જાણવાની અનેક તકો મેં લીધી છે. પોતાના વિચાર જણાવ્યા પછી મને પૂછે: 'તમારું શું માનવું છે?' અને મારી સંમતિ મળે એટલે એમનો વાર્તાલાપ લંબાય! એમને ફુરસદ ન હોય તેવે વખતે પણ હું ગયેલો છું અને 'મને ફુરસદ નથી' કહીને અડધો કલાક વાતચીત કરી લે ત્યારે જ એમને સમાધાન થાય! એમના એ સરલ મૃદુ સ્વભાવને જાણ્યા પછી જ આનંદ આવે!

પંડિત સાતવળેકરજીને લઈને એમને બંગલે ગયો તે દિવસે એમની તબિયત સારી નહોતી! પરંતુ એમના કરતાં પંદરેક વર્ષ મોટા પંડિતજીને યુવાન જેવા જોઈને એમની સુસ્તી ઊડી ગઈ અને એઓ ઉત્સાહમાં આવી ગયા. એ બંનેની વાતચીત સાંભળવાનો અને વચમાં સૂર પુરાવવાનો પ્રસંગ મને પણ મળેલો હતો.

સભા સંમેલનમાં પધારવાનું નિમંત્રણ આપવામાં જે વિશિષ્ટ સદ્‌ગૃહસ્થોની મંડળી શેઠિયાઓને બંગલે જાય તેમાં

સાથે જવાની તક મને પણ મળવા લાગી હતી. ફંડ ફાળો ભેગાં કરવામાં પણ પ્રથમ શરૂઆત શેઠશ્રીના નામથી થાય અને પછી સારા પ્રમાણમાં આંકડો ભરાતો જાય!

કેટલેક પ્રસંગે એમને મળવા જઈએ અને નિમંત્રણ આપીએ ત્યારે સરળતાથી શેઠશ્રી જણાવે કે 'હવે શરીર ચાલતું નથી.' થોડી વાર બીજી ત્રીજી વાતો થયા પછી એઓશ્રી આવવાનું સ્વીકારે અને થોડો વખત પણ આવી જાય!

રાજા યુધિષ્ઠિરમાં એક વિશેષ ગુણ હતો : એ 'ધર્મભીરુ' હતા. કોઈને ના કહેતાં સંકોચાય. લોક શું કહેશે એનો એમને વારંવાર ખ્યાલ આવ્યા કરે. ભીમસેનને એ વાત ગમતી નહોતી અને રાજા યુધિષ્ઠિરનો દોષ જોયા કરે. તોપણ ધર્મભીરુ યુધિષ્ઠિર લોકોની નિંદાથી ડરીને જ ચાલતા હતા. શેઠશ્રી પણ એ પ્રકારના 'ધર્મભીરુ' ધાર્મિક ગૃહસ્થ છે લોકથી ડરીને ચાલે છે અને લોકોની નિંદા ન થાય એનું વારંવાર ધ્યાન રાખે છે. એમના સ્નેહીજનો અને મિત્રજનો એમના આ સ્વભાવને જાણે છે. તબિયત સારી ન હોય, ફુરસદ ન હોય કે પરિસ્થિતિ પ્રતિકૂલ હોય, તોપણ શેઠશ્રીનો સાથસહકાર મળી રહે છે. એમાં એમનો આ સરલ નિખાલસ સ્વભાવ આભારી છે.

અહીં એમના એક બીજા ગુણનાં દર્શન થાય છે. વૃદ્ધ બનતાં પહેલાં કેટલાક માણસો મનથી વૃદ્ધ બની જાય છે, વગર કારણે કંટાળી જાય છે, સાધનસંપન્ન હોવા છતાં નિરાશા સેવે છે, જીવનમાંથી રસકસ ઊડી જાય છે અને પોતાને તેમજ બીજાં બધાંને જીવતર કંટાળાભર્યું લાગે છે. વૃદ્ધજનથી શારીરિક શ્રમ ન બને એ સમજાય એવું છે, પરંતુ પોતાને જીવનના વિશાળ ક્ષેત્રમાં જે જે અનુભવો પ્રાપ્ત થયા હોય તેનો લાભ અન્યને મળી રહે તો પોતાનું જીવન ધન્ય બને છે અને સર્વને આદર જાગે છે.

'જીવનના અંતિમ શ્વાસ સુધી પ્રવૃત્તિ મળ્યા કરે તો વિશેષ આનંદ આવે' એવી ભાવના શેઠશ્રી સેવતા હોય છે. એ સાથે એઓ એક સ્થાન પર ચીટકી રહેતા નથી. પોતાના કુટુંબ પરિવારના યુવાન માણસોની યોગ્યતા જોઈને એમને અધિકાર આપે છે અને એટલા પ્રમાણમાં પોતાના અધિકાર ખેંચી લે છે. મિલના ઉદ્યોગ-વ્યવસાયમાં એમણે જે રીતે પ્રગતિ સાધી અને પ્રતિષ્ઠા મેળવી તેને જ કારણે શેઠશ્રીની મિલ-માલિક મંડળના પ્રમુખ તરીકે વરણી થઈ; એને બીજેજ વર્ષે એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી નંદદાસ શેઠ પ્રમુખ તરીકે ચૂંટાઈ આવ્યા! પિતા પછી તરત જ પુત્ર આવા ઉચ્ચ પદે ચૂંટાઈ આવે એ વિરલ પ્રસંગ છે!

ઍન્જિંગના વ્યવસાયમાં એમણે વર્ષો સુધી સક્રિય પ્રવૃત્તિ કરી છે, પરંતુ પોતાના ત્રણે પુત્રોને એ વ્યવસાયમાં જોડીને પોતે નિવૃત્ત થયા છે. એમના પુત્રો આજે ઊંચા હોદ્દા ભોગવે છે. પોતાના ભાઈ શ્રી રણછોડભાઈ સદ્દગત થતાં એમના દીકરા શ્રી નવનીતભાઈને પોતાના પુત્ર તરીકે ગણી લીધા છે અને એમનાં યોગ્યતા, અધિકાર, આવડત વગેરેમાં સંપૂર્ણ રસ લઈને, મિલ-વ્યવસાયમાં એમને સ્વતંત્ર બનાવી દીધા છે, એ આપણે આ પહેલાં પણ જોયું છે.

એ જ રીતે રાજકીય, સામાજિક અને ધાર્મિક ક્ષેત્રોમાં પોતાના અનુગામી બનવાની યોગ્યતા અને ભાવનાનાં વારિ શેઠશ્રી પોતાના વિશાળ કુટુંબીજનોમાં સિંચી રહ્યા છે.

આ દૃષ્ટિએ એઓ વિવિધ ક્ષેત્રોમાંથી નિવૃત્તિ લઈ રહ્યા છે, છતાં એમની પ્રવૃત્તિ ચાલુ છે. નિયમિત રીતે શેઠશ્રી મિલમાં જાય છે અને એ વ્યવસાયમાં ઊંડો રસ ધરાવે છે. એક પ્રસંગે જરૂર પડતાં મેં એમને બંગલે ફોન કર્યો, તો ઉત્તર મળ્યો કે 'મોટા શેઠ મિલમાં ગયા છે.' મને જરા આશ્ચર્ય થયું અને મેં મિલમાં ફોન કરીને સાધારણ ટકોર પણ કરી લીધી કે 'શેઠશ્રી,

હવે પુત્રો બધાં કાર્ય સંભાળે તેવા યોગ્ય થયા છે.' તો એમણે પોતાની સરલ નિખાલસ વૃત્તિથી મને ઉત્તર આપ્યો કે 'જુઓ, મેં મિલમાં આવવાનું ચાલુ રાખ્યું છે એનું એક કારણ છે: ઘેર બેઠાં શું કરું? સુસ્તી આવી જાય, ગમે નહિ અને બેઠાડુ ગણાઈએ, એ વધારાનું! મિલમાં આવતા જતા હોઈએ તો બે સારાં કામ કરવાના સૂઝે, મનને ઉત્સાહ રહે, અને બે માણસોના પ્રસંગમાં અવાય; અનુભવની શીખ અપાય અને શરીરમાં સ્ફૂર્તિ રહ્યા કરે.'

આચારમાં અને વર્તનમાં શેઠશ્રી થોડા આગ્રહી છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તો કૂવાનું પાણી પીવાનો એમણે નિયમ લીધો છે; પોતાના ઉપયોગમાં શેઠશ્રી ગાયનું દૂધ લે છે અને એનાં દૂધ દહીં, માખણ વાપરવાનો આગ્રહ સેવે છે. ઘર આગળ જ ગૌશાળા છે અને એઓ જાતે ગાય માટે પૂરેપૂરી કાળજી લે છે. એમને કોઈ પણ બહારની ચીજ ખપતી નથી. આનું પરિણામ શુભ આવ્યું છે. સંયમ શુદ્ધિ તેમજ શરીરનું આરોગ્ય આપોઆપ સચવાઈ રહે છે.

'કશામાં ન માનવું અને કશું ન માનવું' એવો જે નાસ્તિકવાદ આજે ફેલાઈ રહ્યો છે તેમાં ફસાયેલાઓને શો લાભ થતો હશે એ તો એના માનનારાજ જાણે, પરંતુ સમાજને તો પારાવાર હાનિ પહોંચી રહી છે. એક અનુભવી ફિલસૂફ જણાવે છે કે

'There is no Virtue in mere open-minded. ness which leads nowhere.

'જે કોઈ આધારમાર્ગ તરફ દોરી ન જાય તેવી કોરી મનની સ્પષ્ટ ઉદારતા એ કોઈ ગુણ નથી.'

અને એમ જણાવીને એ ફિલસૂફ ધર્મનિષ્ઠા અને ભક્તિ-નિષ્ઠાનો મહિમા ગાઈને જણાવે છે કે 'આ પ્રકારની ધાર્મિકતા

વ્યક્તિગત ખીલીને છેક વિશ્વભાવના સુધી પહોંચી જાય છે અને વસુધૈવ કુટુમ્બકમ્ ની માન્યતાને દૃઢમૂલ બનાવે છે.

ચુસ્ત વૈષ્ણવમાર્ગી ગૃહસ્થ તરીકે પોતાનાં સર્વ આચાર વિચાર અને વર્તણૂકનાં રક્ષણ કરવાની સાથે સાથે શેઠશ્રીએ સર્વ ધર્મો, સર્વ માનવો અને સર્વ પ્રાણીઓ સુધી પહોંચી જાય તેવી હિંદુ ધર્મની ઉદારતા અપનાવી છે, એના મૂળમાં તો એમનો પોતાના ધર્મ અને સંપ્રદાય માટેનો દૃઢ આગ્રહ છે અને એને લીધે જ શેઠશ્રી પ્રતિ સર્વ લોકોને આદર જાગે છે. એમની ઉદારતા અને દાનપરાયણતાના એ વિશેષ ગુણમાં જ એમની અંગત વ્યક્તિગત માન્યતાની કસોટી છે.

આ યુગમાં જીવંત ગૃહસ્થાઈના એ પ્રતીક છે. એમના માથા પરની પાઘડી, લાંબો કોટ અને ઝીણી કોરદાર ચારે છેડે ખોસેલી ધોતી, પગમાં સાદા ચમકદાર જોડા અને હાથમાં વાંકડી લાકડી, એમની એ વ્યક્તિવિશેષ પ્રતિભા તરફ સૌને આદર જાગે અને સભા સંમેલનોમાં એમનું વ્યક્તિત્વ આગળ પડતું તરી આવે! પોતાનું શરીર અશક્ત હોવા છતાં શેઠશ્રી રોજ નવી તાજગી અનુભવે છે અને સભાસંમેલનોમાં ભાગ લઈને પોતાની સરલતા અને સાદાઈનો બોધપાઠ આપતા રહે છે.

તાજેતરમાં એમના વરદ હસ્તે 'અમદાવાદ'માં 'ઘરડાઓનું ઘર' નામે વૃદ્ધજનોની સેવા કરવાની ઇચ્છાથી એક સંસ્થા ખોલવામાં આવી છે. અવિભક્ત કુટુંબની મઝિયારી સંયુક્ત ભાવના નાશ પામતાં આજે વૃદ્ધજનોની દશા દયનીય બની છે. પશ્ચિમના દેશોમાં સંયુક્ત કુટુંબભાવના ધરમૂળથી નહિ હોવાને કારણે વૃદ્ધજનોને આશ્રય આપનારી આવી સંસ્થાઓ ઘણી છે. ભારતમાં પણ નવા યુગના વિચાર પ્રસરતાં આવી સંસ્થાઓની જરૂર ઊભી થઈ છે. પરંતુ એ આપણી આર્ય ભાવનાને અનુરૂપ નથી: જુવાનોને ઘરના વડીલ જનો તરફથી અનુભવની અને સંયમની સચોટ શીખ મળતી હતી તે હવે ગમતી નથી તેમજ યુવાનોની

સ્વચ્છંદતા અને સ્વતંત્રતા ઘરડાઓને કઠે છે. એમાંથી જે વિષમતા પેદા થઈ છે તેને પરિણામે આવી સંસ્થાઓ ઊભી થાય જ !

આ પ્રસંગે બોલતાં, શેઠશ્રીએ વૃદ્ધ જનોને શીખ આપતાં જીવનને સફળ બનાવવાનાં જે થોડાંક સૂત્ર કહ્યાં હતાં તે વૃદ્ધ જનો અને યુવકોને જીવનની યાત્રા સફળ કરવા માટે યાદ કરવા જેવાં છેઃ—

(૧) સવારે વહેલા ઊઠો અને હરિસ્મરણ કરો.
(૨) નિયમિત વ્યાયામ કરો અને ગાયના દૂધનું સેવન કરો.
(૩) કાર્યમાં નિયમિત રહો અને સુસ્તી દૂર કરો.
(૪) મનથી માનો નહિ કે 'હું વૃદ્ધ છું.'

ઉપરનાં સૂત્ર ટાંકતાં એમણે પોતાનો દાખલો રજૂ કરીને બતાવ્યું હતું કે 'સવારે ૯ા વાગ્યે મારે અહીં આવવાનું હતું તેથી હું સ્નાન-સેવા વગેરે નિત્યકર્મથી પરવારીને તૈયાર રહ્યો અને જરા પણ સમય બગાડયા વિના અહીં આવી પહોંચ્યો છું.'

વ્યાયામ વિશે એમણે કહ્યું કે 'શરીર અશક્ત હોય અને વિશેષ મહેનત ન થાય તોપણ રોજ નિયમિત હરવા-ફરવાનું તો રાખવું જ જોઈએ. પથારીમાં પડયા રહેવાથી સુસ્તી વધી જાય છે અને અશક્તિ વધારે લાગ્યા કરે છે. શરીરની શક્તિનો મુખ્ય આધાર તો મન છે. શરીર વૃદ્ધ થયું તેથી મન તો વૃદ્ધ થયું નથી; એ તો તરુણ છે; માટે મનથી માનવું જ નહિ કે હું વૃદ્ધ છું.'

આ જીવન-સૌરભ આલેખતાં શેઠના અનેક ગુણો પર ઊડતી નજર નંખાઈ છે. એમાં જે ગુણ વિશેષ ધ્યાન ખેંચે છે તે એમનો હસમુખો નિખાલસ સ્વભાવ ! એમના સ્વભાવને કારણે જ એઓ આ ઉંમરે પણ કર્તવ્યપરાયણ છે, શરીરે તંદુરસ્ત છે, અને પોતાના જેવા અનેક વૃદ્ધ જનોને દૃષ્ટાંતરૂપ બનીને બધાને નવી તાજગી અને નવી ચેતના આપતા રહ્યા છે

७

## જીવન-જ્યોત

पात्रं न तापयति नैव मलं प्रसूते
स्नेहं न संहरति नैव गुणान् क्षिणोति ।
द्रव्यावसानसमये चलतां न धत्ते
सत्पुत्र एव कुलसद्मनि कोऽपि दीपः ॥

તે પાત્રને ન તપવે, મલને ન આપે;
ના સ્નેહને હરત તે, ગુણ ટૂંકવે ના;
ઓછાં થતાં ધન કદી ચળતા ન ધારે;
એ પુત્ર તો કુલગૃહે નવલો પ્રદીપ.

સંસ્કૃત કવિઓએ ઉપમાના ઉત્તમ નમૂનામાં 'દીપક ને લીધો છે. અજ્ઞાનને દૂર કરે, પ્રકાશ પાથરે, ગતિ અને પ્રેરણા આપે, સાક્ષી બનીને બીજાને દોરે, એ દીપક તરફ સૌ કોઈ આકર્ષાય ! આ દીપકની ઉપમા ખાસ કરીને 'પુત્ર' માટે વપરાય છે. 'કુલદીપક—કુળનો દીવડો !' સારા પુત્રો માટે એ લોકોક્તિ પ્રસિદ્ધ છે. ઉપરના સુભાષિતમાં દીપક સાથે પુત્રની તુલના કરતાં કવિજન એક પગલું આગળ વધે છે. એ જણાવે છે કે 'દીપક કરતાં કુલદીપક–સારો પુત્ર વધે એમ છે. દીપક જેમાં પ્રગટે તે પાત્ર તપી જાય છે; કુલ દીપક જે કુલ-વંશમાં જન્મ લે તે પાત્ર

તપતું નથી, કુલના શોક સંતાપ દૂર કરે છે. દીપક પાછળ મેશ મૂકી જાય છે, તો કુલદીપક સ્વચ્છ નિર્મલ આચારની સ્થાપના કરે છે. દીપક સળગે ત્યાંસુધી સ્નેહ (તેલ) હરતો રહે છે, તો કુલદીપક ગુણોને વધારે છે. તેલ ખૂટી પડતાંની સાથે જ દીવો ચંચળ થઈ ડોલવા લાગે છે, ત્યારે ધન ઓછું થવા છતાં પણ કુલદીપક ચંચળ બનતો નથી. એ રીતે ઘરમાં જલતી જ્યોત તાજી રાખનાર દીપક કરતાં કુલવંશને વિશેષ ઉજાળનાર કુલદીપક અનેક રીતે વધી જાય છે.

શેઠશ્રી એક સુખી, સંતોષી ગૃહસ્થજન છે. એમને ત્રણ પુત્રો અને એક પુત્રી છે. સૌથી મોટા પુત્ર શ્રી નંદદાસની આકૃતિ સાથે શેઠશ્રીની પાંત્રીશ વર્ષ પરની છબીની આકૃતિ મેળવવામાં આવે તો એક પ્રકારની અનુરૂપતા જોવાને મળે છે અને સહજ બોલી જવાય છે કે 'आत्मा वै पुत्रनामासि—આત્માનું જ બીજું નામ પુત્ર છે.' ધર્મનાં, સમાજનાં અને રાષ્ટ્રનાં હિતકર કાર્યોમાં એમણે પોતાના પિતાશ્રીની સરણિને સંપૂર્ણ રીતે સ્વીકારી છે.

અંગ્રેજી શાસનને નાબૂદ કરવાનો એ રાષ્ટ્રિય જુવાળ દેશભર પર ફરી રહ્યો; પરદેશી ગુલામીને ફેંકી દેવા દેશમાં હાકલ જાગી; ગાંધીજીએ અમદાવાદમાં નિવાસ કર્યો; એમણે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. મામા ફડકે, કાકા કાલેલકર, શ્રી રસિકલાલ પરીખ, શ્રી રામનારાયણ પાઠક, શ્રી. કિશોરલાલ મશરૂવાળા શ્રી રામચંદ્ર આથવળે, શ્રી કૃપાલાની, શ્રી મહાદેવ દેસાઈ જેવા સ્વાતંત્ર્યપ્રેમી શિક્ષકોએ વિદ્યાપીઠના સંચાલનમાં ઊંડો રસ લીધો.

ભારતના યુવાનોને અંગ્રેજી કેળવણીનો મોહ હતો. અંગ્રેજી રહેણીકરણી, બોલચાલ, અપ-ટુ-ડેટ વેશભૂષા સજીને બહાર નીકળવામાં ભારતીય જુવાન ગૌરવ અનુભવતો હતો. આફ્રિકા છોડીને ગાંધીજી ભારત આવ્યા અને એમણે ભારતના જુવાનોને

નવો રાહ બતાવ્યો. ધરમૂળ ફેરફાર કરવામાં એમણે કેળવણીનાં મૂલ્યાંકન પહેલાં કર્યાં.

શેઠશ્રી નંદદાસે શાળા મહાશાળાની કેળવણી લીધી અને ઉચ્ચ અભ્યાસ માટે સરકારી કૉલેજમાં નહિ જોડાતાં ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા અને ત્યાંના સ્નાતક થયા. કુલવંશની પરંપરામાં જે ભાવના મળી હતી તેમાં આ રૂડા સંસ્કારોનાં સિંચન થયાં અને એનાં સારાં ફળ આજે એમની જીવનચર્યામાંથી જોવાને મળે છે.

આપણી ભારતીય ભાવનાથી એઓશ્રી રંગાયેલા છે. વૈષ્ણવ ધર્મના એ ચુસ્ત હિમાયતી છે. પોતાના પિતાશ્રી અને વંશજો તરફથી જે સંપ્રદાય (આત્મીય વારસો) મળ્યો છે તેના વિકાસમાં એઓ ગૌરવ અનુભવે છે. એ સાથે મિલ-વ્યવસાયની તાલીમ પિતાશ્રીની સાથે લઈને એઓ વિજય મિલ્સના મૅનેજિંગ એજન્ટ તરીકે જોડાયા અને મિલ-સંચાલનમાં એમણે ઊંડો રસ લીધો. પિતાશ્રી. ઈ. સ. ૧૯૩૯ માં મિલમાલિક મંડળના પ્રમુખ તરીકે ચૂંટાયા એને બીજે જ વર્ષે પિતાશ્રીના અનુયાયી તરીકે મિલમાલિક મંડળના પ્રમુખ તરીકે એમની વરણી થઈ. આ કોઈ અકસ્માત નથી, પરંતુ પિતા પુત્રના ગૌરવનું દર્શન છે.

પિતાશ્રીની રીતે જ અમદાવાદની કોઈ પણ ધાર્મિક, સામાજિક અને રાષ્ટ્રિય હિતની પ્રવૃત્તિઓમાં એઓશ્રી ખૂબ જ રસ ધરાવે છે અને આગળપડતો ભાગ લઈને ધર્મ અને રાષ્ટ્રના હિતમાં સક્રિય સાથ આપે છે.

નવા વિકાસ પામતા બૅન્કિંગના ઉદ્યોગમાં પણ એમની પ્રવૃત્તિ જાણીતી છે. દેના બૅન્કની શાખાઓમાં એમનો સાથ-સહકાર જાણીતો છે. ઈ. સ. ૧૯૫૩ માં એઓ જાપાન ગયા હતા. ભારતનાં વિવિધ સ્થાનો અને તીર્થયાત્રાઓમાં હરવા-

ફરવાનો એમને શોખ છે. એ રીતે પિતાશ્રીની પ્રવૃત્તિમાં સક્રિય સાથ આપતાં એ પોતાના જીવનને ધન્ય માને છે. શહેરનાં સંગીત-ક્ષેત્રે પણ એમની સેવાઓ જાણીતી છે. અમદાવાદમાં છેલ્લાં બે વર્ષમાં મળેલ બીજા અને ત્રીજા ભારતીય સંગીત સંમેલનમાં એઓ અનુક્રમે એક વેળા પ્રમુખ અને બીજી વેળા માનનીય મહેમાન હતા.

શેઠશ્રીના બીજા પુત્ર શ્રી ચરણદાસ મિલ-વ્યવસાયમાં ઊંડો રસ ધરાવે છે. ગુજરાત કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કરીને મિલ-ઉદ્યોગની વિશેષ તાલીમ મેળવવા એમણે ઈ. સ. ૧૯૩૯માં જાપાન, બર્મા, સિલોન એ દેશોની મુલાકાત લીધી અને મિલ-સંચાલનના કાર્યમાં મેનેજિંગ ડાયરેક્ટર તરીકે વિજય મિલ્સ અને ગોપાલ મિલ્સ તથા અન્ય ઉદ્યોગ-વ્યવસાયમાં જોડાઈ સારી પ્રગતિ સાધી છે.

સ્વભાવે નિખાલસ છતાં 'થોડા-બોલા' હોવાને કારણે જીવનની પગદંડી પર એમણે ક્રમિક વિકાસ સાધ્યો છે. મિલ-ઉદ્યોગને જ જીવનની મુખ્ય પ્રવૃત્તિ ગણીને એમણે મિલમાલિક મંડળને પોતાની સેવાઓ આપી છે.

અમદાવાદ ગુજરાત વેપારી મહામંડળની કારોબારીમાં એઓ બે વખત ચૂંટાઈને આવ્યા હતા. પિતાશ્રીના વ્યાયામ અને રમત-ગમતના ઉત્સાહને એમણે શોખ તરીકે વધાવી લીધો છે. ક્રિકેટ અને ફોટોગ્રાફીમાં એમને રસ છે અને અમદાવાદની વ્યાયામ અને રમતગમતની પ્રવૃત્તિઓમાં પોતે સક્રિય સાથ સહકાર આપે છે. ઈ. સ. ૧૯૪૬ માં અમદાવાદમાં ભરાયેલ ઑલિમ્પિક ગેઈમ્સના પ્રમુખ તરીકે એમણે સારો સાથ આપ્યો હતો.

એમણે ઈ. સ. ૧૯૫૧ માં ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટલી, સ્વિટ્ઝ-લૅન્ડ અને અમેરિકા વગેરે દેશોની મુલાકાત લીધી હતી અને મિલ-વ્યવસાયના ઉદ્યોગોમાં જે પ્રગતિ થઈ રહી છે તેનો ઊંડો

અભ્યાસ કરીને પાછા ફર્યા પછી, પોતાની સંચાલિત મિલોમાં સુધારા વધારા કરીને મિલ-ઉદ્યોગને આગળ લાવવામાં એમનો સહકાર નોંધપાત્ર છે.

અમદાવાદની દેના બૅન્કની શાખાઓની સલાહકાર સમિતિના એઓ પ્રમુખ છે અને બૅન્કિંગ વ્યવસાયને ખીલવવામાં એમણે ઊંડો રસ કેળવેલો છે. સમાજના નીચલા થરને ઉપર લાવવાની સામાજિક પ્રવૃત્તિમાં પણ એમને રસ છે અને તેથી 'ગુજરાત રિલીફ્ એસોશિયેશન'ની સમિતિના એઓ એક સક્રિય કાર્યકર સભ્ય છે.

શેઠશ્રીના ત્રીજા પુત્ર શ્રી ચીનુભાઈ મુંબાઈ યુનિવર્સિટીના બી. એ. છે તેમજ સ્પિનિંગ સિટી ઍન્ડ ગિલ્ડઝ, હોમિયોપથીના એમ. બી. છે. ઈ. સ. ૧૯૩૩ માં એમણે મિલ-સંચાલનનું કાર્ય હાથ પર લીધું. ભરૂચની ગોપાલ મિલ્સનું સંચાલન એઓ સફળતાથી કરી રહ્યા છે.

એમણે ઈ. સ. ૧૯૩૯માં જાપાનની અને ઈ. સ. ૧૯૫૨માં યુરોપ, યુ. કે. અને અમેરિકાની વિદેશયાત્રાઓ ખેડી છે. મિલ-વ્યવસાય, વીમા, બૅન્કિંગ વગેરે યુગની સાથે સાથે રાષ્ટ્રની પ્રગતિમાં આગેકદમ સાધતા ઉદ્યોગોમાં શ્રી ચીનુભાઈને સવિશેષ રસ છે અને તેથી ખૂબ જ ખંત અને ઉત્સાહથી એઓ ઔદ્યોગિક પ્રવૃત્તિમાં જોડાયા છે. સાહિત્યવાચન અને ધાર્મિક સત્સંગ માટે પણ એમણે આદર કેળવ્યો છે.

એમને વ્યાયામ, રમતગમત, ઘોડેસવારી, મધમાંખ-ઉછેર વગેરેનો સારો શોખ છે. 'હનુમાન વ્યાયામ મંદિર'ના એઓ પ્રમુખ છે.

શેઠનાં પુત્રી સૌ. તારાલક્ષ્મીમાં પિતાની ધર્મભાવના અને માતાનો મમતાળુ ગુણ એમને વારસામાં મળ્યાં છે; એ સાથે



શેઠશ્રીના પત્ની અ. સૌ. સરસ્વતીબા



શેઠશ્રીના સ્વ. ભાઇ શ્રી રણછોડલાલ અચરતલાલ

એમનો પોતાનો પ્રેમાળ સ્વભાવ વિશેષે ઓપે છે. એમના પતિ શ્રી. રમણલાલ દામોદરદાસ શાહ ગ્રેજ્યુએટ છે એઓશ્રી મુંબાઈના એક અગ્રગણ્ય વેપારી છે અને સૌરાષ્ટ્ર તેમજ મુંબઈમાં રેયોન-સિલ્કની મિલો ચલાવે છે. શ્રી તારાબહેન અને શેઠશ્રી રમણલાલભાઈ બંનેએ ૧૯૫૧ માં વિશ્વપ્રવાસ ખેડેલો છે.

શેઠશ્રીના ભત્રીજા શ્રી નવનીતલાલને પોતાના જ પુત્ર ગણીને, એમના જીવનવિકાસમાં શેઠશ્રીએ સંપૂર્ણ રસ લીધેલો છે. પોતાના નાના ભાઈ રણછોડલાલ એક બાહોશ વેપારી હતા. સ્વભાવે મૃદુ અને સરલ હતા. એમના અવસાનથી કુટુંબને મોટી ખોટ પડી હતી અને ઉદ્યોગ-વ્યાપારનો બધો જ બોજો શેઠશ્રીને શિરે આવી પડયો હતો. એમણે ધીરજ, ખંત અને કુનેહથી મિલ-ઉદ્યોગમાં પ્રગતિ સાધી અને પોતાના પુત્રો તેમજ ભત્રીજાને સર્વ પ્રકારની ઉત્તમ કેળવણી આપીને મિલ-ઉદ્યોગ-વ્યવસાયમાં પાવરધા બનાવ્યા હતા.

શ્રી નવનીતલાલ શેઠે મિલ-વ્યવસાયમાં ઘણી સારી પ્રગતિ કરી છે. વારસાગત વૈષ્ણવ ધર્મની શુદ્ધ નિષ્ઠા એમનામાં જોવા મળે છે. દાન આપવામાં અને ફંડફાળો ભરવામાં એઓશ્રી શેઠશ્રીના અનુગામી બને છે અને 'શેઠશ્રીના માર્ગે જવામાં પોતાનાં હિત અને કલ્યાણ રહેલાં છે' એવી શુભ ભાવના એઓ ધરાવે છે, એને કારણે વિશાળ સંયુક્ત કુટુંબજીવનના એકસૂત્ર તરીકે શેઠશ્રીની માળાના મણકા જેવા પુત્રકુટુંબીજનો સમાજમાં વિશેષ ઓપે છે.

શેઠશ્રીના કુટુંબજીવનની મઘમઘતી સુવાસ લેવાનો પ્રસંગ તો કોઈક પરિચિત વ્યક્તિને મળે અથવા 'વસંત ભવન'માં અતિથિ તરીકેનો આસ્વાદ લેનાર કોઈક સામાજિક કે ધાર્મિક કાર્યકરને મળે! બહારગામ ઉનાળો ગાળવા ગયા હોય ત્યારે કે

પછી તીર્થયાત્રામાં બધા ભેગા મળી ગયા હોય ત્યારે નાનાં મોટાં બધાં જ ભેગાં થયાં હોય અને અરસપરસ પોતાની હૈયાની હૂંફમાં મોટાં નાનાંને સાચવતાં હોય અને નાનાં જન વાત્સલ્ય-ભાવની મધુરતા અનુભવતાં હોય !

'વસંત ભવન'માં ઊજવાયેલ એક કૌટુંબિક ઉત્સવપ્રસંગે વિશાળ પુત્રપૌત્ર-કુટુંબ પરિવારને સાથે જોવાનો લહાવો જેને મળ્યો છે તેનાથી તો સહજ બોલી જવાય કે

"શેઠશ્રી આવડી મોટી ઉમ્મર સુધીનાં વર્ષો સુખશાંતિથી પસાર કરી રહ્યા છે એનું કારણ એમનો માયાળુ અને વાત્સલ્ય-યુક્ત સ્વભાવ છે. દરેક માનવી બધી રીતે સુખી હોતો નથી; કોઈને કાંઈ ને કોઈને કાંઈ દુઃખ હોય છે. શેઠશ્રી સર્વ વાતે સુખી છે. એમનું શરીર આ ઉમ્મરે પણ ખૂબ જ તંદુરસ્ત છે. જીવન ઘણું જ નિયમિત છે. પ્રભુ પર સંપૂર્ણ આસ્થા છે. કુટુંબપરિવારમાં બધી રીતે સંતોષ છે. પુત્રો અને પૌત્રો પણ જીવનમાં સારી રીતે વિકાસ સાધી રહ્યા છે. અને કુટુંબ પરિ-વારમાં સારી રીતે સ્નેહ સંબંધ સચવાયો છે. કોઈપણ જાતના કલેશ, કંકાસ કે ઊંચા મનના ભાવ વિના સંયુક્ત જીવનની વડ-છાંય નીચે પ્રેમની શીતલતાનો અનુભવ થાય ત્યારે સહજ લાગે કે આર્યજીવનમાં જે અવિભક્ત સંયુક્ત કુટુંબની ભાવના વણાઇ છે તેને જ કારણે પુત્રકુટુંબપરિવારનો સર્વ રીતે વિકાસ સધાયો છે."

આ વિશાળ કુટુંબની શીતળ છાંયડી જેવાં છે અ. સૌ. સરસ્વતી બા ! શેઠશ્રીનાં એ ધર્મપત્નીએ ૭૩ મા વર્ષમાં પ્રવેશ કર્યો છે. શેઠશ્રીથી બે જ વર્ષે નાનાં એ 'બા' નાનાં મોટાં સૌને વત્સલ ભાવથી રાખે છે. સવારે વહેલાં ઊઠી, નાઇ ધોઈ ઠાકોર-જીની સેવા માટે એ તૈયાર થયાં હોય ત્યારે કુટુંબીજનોમાંનાં મોટેરાં પણ ઠાકોરજીનાં દર્શન કરવા આવી પહોંચે; પાઠ-જપ સાંનિધ્યમાં બેસીને કરે અને 'બા'ની શુભાશિષ લઈ કુટુંબપરિ-

વારની જવાબદારી સંભાળે. કુટુંબીજનનાં નાનાં મોટાં સર્વ જનને સવારે પહેલું કામ કરવાનું તે નિજમંદિરમાં બિરાજતા ઠાકોરજીનાં દર્શનનું !

'વસંત ભવન'ના એ વિશાળ કમ્પાઉન્ડમાં મધ્યમણિ-ન્યાયની જેમ મોટા શેઠના નિવાસ માટેનો વિશાળ બંગલો છે. ડાબી બાજુએ મોટો એક બંગલો છે, એની એક બાજુએ શેઠશ્રી નંદદાસ રહે છે અને બીજા ભાગમાં શેઠ ચીનુભાઈ રહે છે. જરાક આગળ જતાં ગૌશાળા છે, જેમાં બે ત્રણ દૂધાળી ગાયો છે, તેનાં દરરોજ સવારે શેઠશ્રી દર્શન કરવા જાય છે, ગાયને પંપાળે છે અને એના પ્રતિ પોતાનો ભક્તિભાવ વ્યકત કરે છે. મુખ્ય બંગલાથી જમણી તરફ એક બાજુએ ત્રીજો બંગલો છે જેમાં શેઠ ચરણભાઈ રહે છે. મુખ્ય બંગલાની અંદરના ખંડમાં વિશાળ ચોક છે. એમાં કૂવો છે, એનાં જ પાણી સેવા માટે વપરાય છે, અને ત્યાં નિજમંદિરમાં ઠાકોરજી બિરાજે છે. ઠાકોરજીની સેવાની સામગ્રી શ્રી સરસ્વતીબા જાતે તૈયાર કરે છે. ઠાકોરજીની માળા ગૂંથે છે, સેવાનાં પાત્ર તૈયાર કરે છે, અને પછી પોતે જ સેવા કરીને દરરોજ અષ્ટાક્ષર મંત્રની ચાળીશ માળા જપે છે.

દેખાવમાં અત્યંત સાદાં અને નમ્ર એ આ સમસ્ત કુટુંબની જવાબદારી પ્રેમથી ઉઠાવી રહ્યાં છે. નાના મોટા પ્રસંગો એમને હાથે ઘણા થયા છે. કુટુંબના સ્ત્રીવર્ગ પર એમની સરખી અમીનજર છે તેથી સમવિષમભાવ થતાં આ બધું સંભાળી લે છે અને પ્રેમવાત્સલ્યથી સર્વને શાંતિ આપે છે. માળા ગૂંથવી, સામગ્રી તૈયાર કરવી, ઠાકોરજીનાં સેવા-શૃંગાર કરવાં વગેરે કાર્યોમાં મોટા પુત્ર શેઠ નંદદાસનાં પત્ની અ. સૌ. કંચનલક્ષ્મી, બીજા પુત્ર શ્રી ચરણદાસનાં પત્ની અ. સૌ. શાન્તા-લક્ષ્મી અને નાના પુત્ર શ્રી ચીનુભાઈનાં પત્ની અ. સૌ. વસંતિકા બહેન એકસરખા ભાવથી સહકાર સાધીને કાર્યમાં જોડાય છે.

યુગને અનુસરીને શેઠના કુટુંબપરિવારમાં સાહિત્ય, સંગીત, કળા વગેરેનો સારો વિકાસ જોવાને મળે છે. શેઠશ્રીનાં પૌત્રો અને પૌત્રીઓ ઉમ્મરલાયક થતાં ઊંચી કેળવણી મેળવીને જીવનમાં સુંદર પ્રગતિ સાધી રહ્યાં છે. પોતાનાં કર્તવ્ય, ધંધારોજગાર ઉપરાંત કોઈને સંગીતમાં શોખ છે, તો બીજાને ચિત્રકામમાં શોખ છે અને સુંદર ચિત્રો દોરી જાણે છે, તો કોઈકને કલબ મેળાવડામાં ભાગ લેવાનો શોખ છે. ઊંચી કેળવણી મળવાને કારણે કુટુંબીજનોમાં ગુજરાતી સાહિત્યનો વાચનશોખ સારો જોવાને મળે છે.

આ કુટુંબની જે એક વિશેષતા જોવાને મળે છે તે એ કે નિજમંદિરમાં ઠાકોરજી વિરાજમાન હોવાને કારણે નિત્યપાઠ કરવામાં શ્રીમદ્ભાગવતને પ્રથમ સ્થાન મળેલું છે. ભાગવત-સપ્તાહ પારાયણ, વ્યાખ્યાન વગેરે પણ પ્રસંગોપાત્ત યોજાતાં રહે છે અને એ દ્વારા શાસ્ત્રીઓ અને પુરાણીઓનો સત્સંગ મળવાથી કુટુંબીજનોમાં ધાર્મિક ભાવના અને ભક્તિરસના સાહિત્યનું જ્ઞાન સારા પ્રમાણમાં છે. એ સૌ જુદા જુદા સંસ્કારો અને ભક્તિભાવનામાં ઓતપ્રોત બની જાય છે અને પોતાના અનોખ સંસ્કારમાં વિશેષતા કરે છે, એ પણ એક આદરનું સ્થાન બની રહે છે.

એક દીવામાંથી અનેક દીવાઓ થાય, એક જ્યોતિમાંથી અનેક જ્યોતિ પ્રગટે, એક વડવૃક્ષની વડવાઈ ફાલે ફૂલે અને વિસ્તાર પામે. શેઠશ્રીના પુત્ર-પૌત્ર-પરિવાર વડવૃક્ષની વડવાઈઓ સમા, કુલદીપક સમા, જીવન-જ્યોત સમા બનીને શેઠશ્રીની ભાવના, મર્યાદા અને પરંપરાને સતત સંતતિરૂપે નભાવે! કુલના સૂત્રધાર સમા શેઠશ્રી હરિદાસ અચરતલાલની 'જીવનગંગા' નિત્યનિરંતર વહીને સર્વનાં પાપ, તાપ, સંતાપ દૂર કરો એ શુભ ભાવના!



ગાંધીમાર્ગ પર આવેલ કોઠારી પોળમાંનો શેઠશ્રીનો બાલ્યનિવાસ

યુગને અનુસરીને શેઠના કુટુંબપરિવારમાં સાહિત્ય, સંગીત, કળા વગેરેનો સારો વિકાસ જોવાને મળે છે. શેઠશ્રીનાં પૌત્રો અને પૌત્રીઓ ઉમ્મરલાયક થતાં ઊંચી કેળવણી મેળવીને જીવનમાં સુંદર પ્રગતિ સાધી રહ્યાં છે. પોતાનાં કર્તવ્ય, ધંધારોજગાર ઉપરાંત કોઈને સંગીતમાં શોખ છે, તો બીજાને ચિત્રકામમાં શોખ છે અને સુંદર ચિત્રો દોરી જાણે છે, તો કોઈકને કલબ મેળાવડામાં ભાગ લેવાનો શોખ છે. ઊંચી કેળવણી મળવાને કારણે કુટુંબીજનોમાં ગુજરાતી સાહિત્યનો વાચનશોખ સારો જોવાને મળે છે.

આ કુટુંબની જે એક વિશેષતા જોવાને મળે છે તે એ કે નિજમંદિરમાં ઠાકોરજી વિરાજમાન હોવાને કારણે નિત્યપાઠ કરવામાં શ્રીમદ્‌ભાગવતને પ્રથમ સ્થાન મળેલું છે. ભાગવત-સપ્તાહ પારાયણ, વ્યાખ્યાન વગેરે પણ પ્રસંગોપાત્ત યોજાતાં રહે છે અને એ દ્વારા શાસ્ત્રીઓ અને પુરાણીઓનો સત્સંગ મળવાથી કુટુંબીજનોમાં ધાર્મિક ભાવના અને ભકિતરસના સાહિત્યનું જ્ઞાન સારા પ્રમાણમાં છે. એ સૌ જુદા જુદા સંસ્કારો અને ભકિતભાવનામાં ઓતપ્રોત બની જાય છે અને પોતાના અનોખ સંસ્કારમાં વિશેષતા કરે છે, એ પણ એક આદરનું સ્થાન બની રહે છે.

એક દીવામાંથી અનેક દીવાઓ થાય, એક જ્યોતિમાંથી અનેક જ્યોતિ પ્રગટે, એક વડવૃક્ષની વડવાઈ ફાલે ફુલે અને વિસ્તાર પામે. શેઠશ્રીના પુત્ર-પૌત્ર-પરિવાર વડવૃક્ષની વડવાઈઓ સમા, કુલદીપક સમા, જીવન-જ્યોત સમા બનીને શેઠશ્રીની ભાવના, મર્યાદા અને પરંપરાને સતત સંતતિરૂપે નભાવે! કુલના સૂત્રધાર સમા શેઠશ્રી હરિદાસ અચરતલાલની 'જીવનગંગા' નિત્યનિરંતર વહીને સર્વનાં પાપ, તાપ, સંતાપ દૂર કરો એ શુભ ભાવના!



ગાંધીમાર્ગ પર આવેલ કોઠારી પોળમાંનો શેઠશ્રીનો બાલ્યનિવાસ



'વસંત ભવન' શાહીબાગ (અંદરનું દૃશ્ય)

.બીજો ખંડ

## જીવન-સરસ્વતી

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा॥

શ્વેતા કુંદ શશી સુહાર હિમ શી, જે શુભ્ર વસ્ત્રો ધરે,
વીણા-ઉત્તમ દંડ જે કર ધરે, જે શ્વેત પદ્મે વસે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ આદિ સુર સૌ જેને નમે સર્વદા,
મારું રક્ષણ તે સરસ્વતી કરો જે સર્વ મોહો હરે.

## ધર્મ અને ભક્તિભાવના

(૧) નડિયાદ વૈષ્ણવ પરિષદ
(૨) આબુ ગૌરક્ષા
(૩) વડોદરા રાજ્ય સાવરકરજીના પ્રમુખપદે
(૪) ધાર્મિક કાર્યકરોનું સંમેલન
(૫) યોગસાધન આશ્રમ
(૬) હિંદુ સભાના નેતા શ્રી મુખરજીને સન્માન
(૭) રામકૃષ્ણ આશ્રમ
(૮) ગંગારામ ખન્નાનો પરિચય
(૯) મહાગુજરાત પ્રાન્તીય ધર્મસંઘ સંમેલન
(૧૦) હિંદુ ધર્મ સંમેલન
(૧૧) વેદનારાયણપ્રતિષ્ઠા
(૧૨) સ્વામી શ્રી. કરપાત્રીજી મહારાજ
(૧૩) વેદપ્રદર્શન
(૧૪) પરદેશગમન કરતા પુત્રને વિદાય

## વ્યાખ્યાન-સાર

तथ्यं पथ्यं सहेतु प्रियमितमृदुलं सारवद् दैन्यहीनं,
साभिप्रायं दुरापं सविनयमशठं चित्रमल्पाक्षरं च।
वह्वर्थं कोपशून्यं स्मितयुतघनदाक्षिण्यसंदेहहीनं
वाक्यं ब्रूयाद् रसज्ञः परिपदि समये सप्रमेयोऽप्रमत्तम्॥

સાચું ને પથ્ય હેતુસર મિત પ્રિય જે સારવાળું અહીણું,
ઊંડું ને સારગર્ભી સવિનય સરલું અલ્પ શબ્દે ગૂંથેલું,
ચિત્રે અર્થે ભરેલું સ્મિત ચતુરજને કોપસંદેહ-મુક્ત,
બોલે વક્તા સભામાં વચન મુજૂદનાં યોગ્ય, આલસ્ય છોડી.

વિચાર અને વાણીમાં માનવની છબી વસી છે. માનવના અભિપ્રાય જાણીને, એના વિચાર વાંચીને અને એની વાણી સાંભળીને ચતુરજન એની પરીક્ષા કરી લે છે. વાણીમાં બળ છે, તાકાત છે, બીજાને પોતાનો કરી લેવાની કળા છે; એ સાથે સંયોગ, દશા, દેશ, કાલ વગેરેની છાયા પણ વાણીમાં ઊતરી આવે છે. એક માણસનું વ્યાખ્યાન વાંચીને સાચો સમાલોચક તો વ્યાખ્યાનની કાલગણના પણ કરી આપે.

ભારત જે આજે સ્વતંત્ર છે તે થોડા વર્ષ પહેલાં તો પરદેશીની ધૂંસરી નીચે દબાયેલો હતો. વાણી, વિચાર, વર્તનમાં સ્પષ્ટ બાજુ રજૂ કરતાં પહેલાં વક્તાને સંભાળવું પડતું હતું, સલાહ લેવી પડતી હતી, કાર્યની દોરવણી લેવી પડતી હતી; એ

પ્રકારના પ્રતિકૂલ સંજોગોમાં પણ માનવનું વ્યક્તિત્વ તો ખીલી ઊઠે છે અને ઊડે ઊડે એનાં દર્શન થાય છે.

અડધી સદી જેટલા લાંબા સક્રિય જીવનમાં, શેઠશ્રીએ જુદા જુદા પ્રસંગોએ વ્યાખ્યાનો આપ્યાં છે તે બધાં રજૂ થાય એવો અવકાશ નથી; એમનાં વ્યાખ્યાનોના ચાર વિભાગ પાડીને વ્યાખ્યાનોની વિચારકંડિકાઓ રજૂ કરવાનો અહીં અલ્પ પ્રયાસ છે. પહેલા વિભાગમાં એમની ધર્મપ્રિયતા અને ભક્તિભાવનાના વિચાર જાણવાને મળે છે; તો બીજા વિભાગમાં જ્ઞાતિસેવાની ધગશ છે; ત્રીજા વિભાગમાં એમણે મેળવેલી ઉદ્યોગ–વ્યવસાયની સફળતાનાં અનુભવો અને સલાહસૂચના જોવાને મળે છે, તો ચોથા વિભાગમાં જીવનની વિવિધ રસપ્રવૃત્તિઓ જેવી કે સાહિત્ય, સંગીત, કલા, વ્યાયામ, કલબ, મેળાવડા વગેરેની થોડી વિચાર-કંડિકાઓ પણ છે; એ સાથે નારીના ઉત્કર્ષ માટેના કે વિદેશગમનની ઉદાર વિચારસરણિને માટેના એમના વિચાર પણ આ જ વિભાગમાં જોવાને મળે છે.

એક નિખાલસ સલાહકાર સદ્ગૃહસ્થ તરીકે શેઠશ્રી પોતે જે કહેવા માગે છે, એ પોતે જે માને છે, વિચારે છે, વર્તનમાં મૂકે છે, અનુભવે છે અને એ રીતે બીજા વર્તે એ પ્રકારની ભાવનાને વશ થઈને જે વિચારો રજૂ કરે છે તેમાં એમના વ્યક્તિત્વનો સ્પષ્ટ ખ્યાલ તો આવશે જ !

એ જ વિચારથી આ વિભાગમાં શેઠશ્રીએ જુદા જુદા પ્રસંગો-એ જે વ્યાખ્યાનો આપ્યાં છે તેમાંની ઉપયોગી વિચાર-કંડિકાઓ સળંગ સૂત્રબદ્ધ વિષય પ્રમાણે ગૂંથીને રજૂ કરવામાં આવી છે.

## (૧)
# વૈષ્ણવ પરિષદનું આઠમું અધિવેશન

એક ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ તરીકે શેઠશ્રી પહેલેથી જ વિખ્યાત છે. વૈષ્ણવ સંપ્રદાયના ઉત્કર્ષમાં એઓ પહેલેથી જ રસ ધરાવતા આવેલા છે. ઈ સ. ૧૯૪૭ માં નડિયાદ મુકામે વૈષ્ણવ પરિષદનું આઠમું અધિવેશન ભરાયું તેના સ્વાગત પ્રમુખ તરીકે શેઠશ્રીની વરણી થઈ હતી એ પ્રસગે એમણે પ્રવચન કર્યું હતું તે અહીં રજૂ થાય છે.

અહીં ઉપસ્થિત થયેલા આચાર્યશ્રીઓ, વિદ્વાનો અને અન્ય ભગવદીયોના સ્વાગતનો અલભ્ય લાભ મળવા બદલ હું મને ભાગ્યશાળી માનું છું અને આપ સર્વનો એ બદલ અંતઃકરણથી આભાર માનું છું. શ્રીમદ્વૈષ્ણવ પરિષદના આ અધિવેશનની યોજના શ્રી શુદ્ધાદ્વૈત સંસદ તરફથી થયેલી છે અને એ સંસ્થાના પ્રમુખ તરીકે સ્વાગતપ્રમુખનું સ્થાન પણ સંસ્થાના કાર્યવાહકોના આગ્રહથી મારે જ સ્વીકારવું પડયું છે. આ સ્વાગત-કાર્યમાં થોડી પણ સફળતા સાંપડી હોય તો એ નડિયાદના ઉત્સાહી વૈષ્ણવો અને શ્રી શુદ્ધાદ્વૈત સંસદના કાર્યકર્તાઓના ખરા અંતઃકરણના સહકારને જ આભારી છે એમ હું માનું છું. સમયની વિકટ પરિસ્થિતિ અને માપબંધીનાં નિયમનો વગેરેને લીધે સ્વાગત-વ્યવસ્થામાં ઊણપ રહે એ બનવાજોગ છે. આપ બધા સમયની કટોકટીનો પૂર્ણ અનુભવ ધરાવો છો તેથી જ ઉદાર હૃદયે સ્વાગતની ન્યૂનતા બદલ ક્ષમા આપશો એવી હું આશા રાખું છું.

### મહાધિવેશનો

શ્રીમદ્વૈષ્ણવ પરિષદનાં મહાધિવેશનો અત્યાર સુધીમાં

સાત કુલ થયાં છે. વડોદરા, પાટણ, નંદુરબાર, સુરત, પૂના, નગરઠઠ્ઠા અને મુંબાઈ એ સાત શહેરોમાં સાત અધિવેશનો થયાં છે. શરૂઆતનાં ચાર મહાધિવેશનો તો ઘણું કરીને વર્ષ કે દોઢ વર્ષના અંતરે થયાં હતાં. ત્યાર બાદ પૂનાનું અધિવેશન પાંચ છ વર્ષ પછી થયું. એ પછી તુરત જ બીજે વર્ષે નગરઠઠ્ઠામાં છઠ્ઠું અધિવેશન થયું. ત્યાર પછી કેટલેક વર્ષે મુંબાઈમાં મહાધિવેશન ભરાયું. ત્યાર બાદ ૨૦ વર્ષ પછી અહીં આઠમું મહાધિવેશન મળે છે.

## નડિયાદની વિશિષ્ટતા

નડિયાદ સાક્ષરોની જન્મભૂમિ તરીકે ઇતિહાસની અમૃતાક્ષરીમાં આલેખાઈ ગયું છે. આધુનિક પ્રચલિત ગુજરાતી ભાષાના નવસર્જનમાં નડિયાદના સાક્ષરો મોખરે છે. આપણી સાંપ્રદાયિક પ્રવૃત્તિનું કેન્દ્ર પણ નડિયાદ છે એમ કહેવામાં લગારેય અતિશયોક્તિ નહિ જ ગણાય. સદ્ગત રા. બ. લલ્લુભાઈ પારેખે સાંપ્રદાયિક ગુજરાતી ગ્રંથોનું નવસર્જન અહીં જ શરૂ કીધું હતું. પરિષદના પ્રધાનમંત્રી તરીકે આરંભમાં એમણે અહીં રહીને ઘણું જ કાર્ય કર્યું છે. સંપ્રદાયના સ્થાપક આચાર્ય શ્રી વિદ્વાન જ ન હતા એવો આક્ષેપ કરનાર મિસિસ એની બિસેન્ટને જવાબ આપીને એ આક્ષેપ પાછો ખેંચી લેવડાવનાર એઓ જ હતા. સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોના સરલ અનુવાદો કરાવીને, સસ્તામાં સસ્તા છપાવી ને પ્રકટ કરાવનારા પરમ ભગવદીય સદ્ગત ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ પણ નડિયાદના જ હતા. અહીંની "પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય" સંસ્થા સંપ્રદાયમાં અજોડ છે. એની કારકિર્દી યશસ્વી છે. આ સંસ્થા દ્વારા અહીંના વિદ્વાન વૈષ્ણવોએ "હિંદુસ્તાનનો ઇતિહાસ"ના લેખક ઈ. માર્સડન સાહેબે સંપ્રદાય ઉપર કરેલા આક્ષેપોનો જવાબ આપીને એ જ સાહેબ પાસે એ

આક્ષેપો પાછા ખેંચાવીને ઇતિહાસમાં સત્ય હકીકત દાખલ કરાવી. આ ઐતિહાસિક યત્ન નડિયાદ તરફથી જ થયો હતો. શ્રીહરિરાયજીના સેંકડો ગ્રંથોના સરલ ગુજરાતી તરજુમા કરાવીને સસ્તામાં સસ્તા મૂલ્યે આપનાર આ સંસ્થા સંપ્રદાયમાં એક જ છે. આ સંસ્થાની પ્રવૃત્તિ અત્યારે પણ ચાલુ જ છે. આ મહાધિવેશન નિમંત્રીને નડિયાદે તો પોતાની સાંપ્રદાયિક સેવાના ભવ્ય મંદિર પર કીર્તિકલશ સ્થાપ્યો છે એમ હું માનું છું.

## ઉદ્દેશની સફલતા

જે ઇરાદાથી પરિષદની સ્થાપના થયેલી તે ઇરાદો સફલ જ થયેલો ગણાય. સમગ્ર માનવજીવન ગાળીએ તોપણ પાર ન આવે તેવો સમૃદ્ધ સાહિત્યભંડાર છપાઈ બહાર પડી ગયો છે. અંગ્રેજી, હિંદી, ગુજરાતી, મરાઠી બંગાળી વગેરે ભાષામાં સાંપ્રદાયિક ગ્રંથો પ્રકટ થયા છે. સ્થલે સ્થલે પાઠશાળાઓમાં ગ્રંથોનું અધ્યયન ચાલુ થયું છે. નવીન કેળવણી પામેલો યુવક વર્ગ સંપ્રદાય તરફ માન ધરાવતો થયો છે. મદ્રાસ કોચીન જેવા દૂર પ્રદેશોમાં તો વૈષ્ણવ હાઈસ્કૂલો પણ સ્થપાઈ છે. એ રીતે સંપ્રદાયમાં કાંઈ ને કાંઈ પ્રગતિ થતી રહી છે. અલબત્ત, એનાથી આપણે સંતોષ તો ન જ માની શકીએ.

"શ્રીમદ્વૈષ્ણવ પરિષદ"ના જ ઉદ્દેશોને વધારે સફલતા અર્પવાના શુભ આશયથી "શ્રી શુદ્ધાદ્વૈત સંસદ"ની સ્થાપના થઈ છે. પ્રાચીન શૈલીની અને નવીન વિચારસરણિની આમ વૈષ્ણવ જનતાને સંપ્રદાયમાં રસ લેતી કરનારું સાહિત્ય આ સંસ્થા તરફથી સર્જાઈ રહ્યું છે. સંસ્થા રજિસ્ટર થઈ ગઈ છે અને વૈષ્ણવોના વિશ્વાસને પ્રાપ્ત કરી શકી છે. થોડાં વર્ષમાં પણ સંસ્થાનું ભંડોળ સારું એકઠું થયું છે. સભાઓ દ્વારા તથા પુસ્તક-પ્રકાશન દ્વારા સંસ્થા તરફથી સિદ્ધાંતપ્રચાર સમો મહાયજ્ઞ ચાલી રહ્યો. છે. જર્મન વિદ્વાને તથા અંગ્રેજી મિશનરી પાદરીએ

લખેલા અંગ્રેજી ગ્રંથો પરથી ગુજરાતી સરલ અનુવાદ કરીને બે પુસ્તકો આ જ સંસ્થાએ પ્રગટ કર્યાં છે. વિધર્મી અને વિદેશી વિદ્વાનો આપણા સંપ્રદાયનાં તત્ત્વજ્ઞાન તથા ભક્તિ વિશે આવો સુંદર આદર ધરાવતા થાય એ કાંઈ જેવીતેવી સફલતા ન જ ગણાય.

## આ અધિવેશન શા માટે?

આ બેઠક વિશાળ સ્વરૂપમાં ભરી શકાય એમ ન હતું એનું કારણ તથા આધુનિક સંયોગો આપની જાણ બહાર ન જ હોય. સંપ્રદાયની સ્થાપના થઈ તે વખતનો સમય અને આપણે જે સમયમાં જીવન જીવી રહ્યા છે તે સમય એ બન્નેની તુલના કરવી ઘટે છે. આજથી ૪૫૦ વર્ષ પહેલાંના સમયમાં વિધર્મી અને વિદેશી રાજસત્તા આ દેશમાં પોતાનાં મૂળ જમાવી રહી હતી. કરોડો હિંદવાસીઓના મનોબળને હણવાની તાકાત તો એ વખતે દુનિયાની કોઈ પણ સંસ્કૃતિમાં હતી જ નહિ. વિધર્મી સંસ્કૃતિ ભારતવાસીઓનો હૃદયપલટો તો કરી શકે એમ જરાય ન હતું, કારણ કે અસંખ્ય વર્ષ જૂની છતાં નિત્ય નવી પ્રકાશતી ભારતીય સંસ્કૃતિના દિવ્ય તેજોબળ સામે જગતની કોઈ પણ સંસ્કૃતિ ઊભી રહે એમ હતું જ નહિ. માત્ર ભારતના ધનબળ અને જનબળ ઉપર બહારનું ભયાનક આક્રમણ એ વખતે હતું. અપહરણો, બળાત્કારો, ધર્માંતરની પરંપરા ચાલુ હતી, છતાંય આપણા એ સમયના પૂર્વજો અખૂટ મનોબળ ધરાવતા હતા, જેને પ્રતાપે એ ભીષણ હુમલાથી આપણાં ધર્મ તથા સંસ્કૃતિનું રક્ષણ થઈ શક્યું.

પરંતુ હમણાંનો સમય તો છેક જ વિચિત્ર છે. સેંકડો વર્ષના ભયાનક હુમલાઓથી જે વિધર્મી સત્તા કરી શકી નહિ તે હાલની વિદેશી સત્તાએ દોઢસો વર્ષમાં કરી દેખાડ્યું. હિંદ-

વાસીઓનો મોટો ભાગ પોતાનાં ધર્મ તથા સંસ્કૃતિ તરફ સૂગ ધરાવતો થઈ ગયો અને જુગજૂની છતાં જગદ્‌વંદ્ય સંસ્કૃતિના અવયવો ઉપર પ્રહાર કરતો થઈ ગયો. પોતાની જ માતાનાં અંગો ઉપર ઘા કરતાં પુત્રોને લગારેય ત્રાસ ન લાગે એવી દશા થઈ; પરિણામે વિદેશી રાજસત્તાને કુહાડાના હાથા મળી ગયા. જગતની સંસ્કૃતિઓના ઘર્ષણથી મનોબળ ક્ષીણ થઈ ગયું, સંગઠન તૂટી ગયું, અંદરોઅંદર વિખવાદમાં જ શક્તિનો ગેર-ઉપયોગ થયો. આ નબળાઈનો જ ગેરલાભ વિદેશી રાજ્યસત્તા અને વિધર્મી દળોના નાપાક જોડાણથી લેવાઈ રહ્યો છે. આજે હિંદુઓનું સર્વસ્વ લૂંટાઈ રહ્યું છે. એક તરફથી વિધર્મીઓ અને વિદેશીઓ ધનબળ અને જનબળનો નાશ કરી રહ્યા છે ત્યારે બીજી તરફથી આપણા જ હિંદુ ગણાતા ભાઈઓ વિધર્મી સંસ્કૃતિના ગુલામ બનીને કાયદાકાનૂનો દ્વારા આપણી સંસ્કૃતિનો નાશ કરી રહ્યા છે. સંગઠન તૂટી રહ્યું છે. સર્વ પ્રકારનાં એક-સામટાં આક્રમણો થઈ રહ્યાં છે. આવી વિકટ પરિસ્થિતિમાં શું કરવું એનો વિચાર આપણે અવશ્ય કરવો રહ્યો.

જે સંપ્રદાયનો આવિર્ભાવ મહાન ભયાનક રાજ્યક્રાંતિના કપરા કાળમાં થયો હોય તે સંપ્રદાયને બીજું કોણ દોરવણી આપી શકે ? શ્રીઆચાર્યશ્રીની કૃપાથી જ આ ગૂંચ આપણે ઉકેલી શકીશું.

## અનેક પ્રશ્નો

અત્યારે આપણી પાસે તાકીદના અનેક સવાલો ઊભા થયા છે. સંકુચિત નજરે તો હવે કાંઈ નભવાનું નથી. આપણે વૈષ્ણવ છીએ, હિંદુ છીએ અને હિંદી છીએ એમ ત્રિવેણી સંગમના પવિત્ર તીર્થસમા આપણે કેમ બનીએ એનો વિચાર કરવાનો છે.

વૈષ્ણવતા એટલે જ માનવજ્ઞાનની પરાકાષ્ઠા. સાંપ્રદાયિક

સિદ્ધાંતોનું મનન કરતાં સ્પષ્ટ લાગશે કે ઉચ્ચ કોટિનો વૈષ્ણવ એટલે એક આદર્શ માનવી. સંયમ, સદાચાર, નિર્ભયતા, ચારિત્ર્ય, અખૂટ મનોબળ, ભક્તિભાવ વગેરે દિવ્ય ગુણોની ખાણ એટલે જ વૈષ્ણવતા; કહો કે માનવતા. આપણી ભવિષ્યની પ્રજા એવી વૈષ્ણવતાને અપનાવે એવા પ્રયાસો થવા જોઈએ.

સાંપ્રદાયિક સાહિત્ય તો ઘણું પ્રગટ થઈ ચૂક્યું, પણ હવે તો એ સાહિત્યના અભ્યાસીઓ અને એને જીવનમાં ઉતારનારાઓની સંખ્યા કેમ વધે એનો વિચાર કરવાનો છે.

આદર્શ વૈષ્ણવતા કહો કે આદર્શ માનવતા સર્જવા માટે મૂળથી આપણે પરિવર્તન કરવું પડશે.

કાંઈ નહિ તો હજારેક પુષ્ટિમાર્ગીય મંદિરો સારાય ભારતવર્ષમાં હશે. આ મંદિરો આદર્શ મંદિરો બને અને આપણા જીવનમાં એ મુખ્ય સ્થાન લે એવી ભવ્ય આશા આપણે રાખીએ.

મંદિરની વ્યવસ્થા ઉત્તમોત્તમ રહે એ માટે નિવૃત્ત જિંદગી ગાળવાની ઇચ્છાવાળા નિઃસ્વાર્થ સેવાભાવી કાર્યકરો હોવા જોઈએ. એઓ મંદિરોની સુવ્યવસ્થા રાખે.

દરેક મંદિરને અંગે એક ગોશાળા હોવી જોઈએ અને એમાં છેલ્લી વૈજ્ઞાનિક રીતે ગોરક્ષા થવી જોઈએ.

મંદિરમાં એક પુસ્તકાલય તો અવશ્ય હોય જ. તેમજ દરરોજ ભજનકીર્તન, ગ્રંથવાચન નિયમિત થવાં જોઈએ. વળી બાળકોને સંસ્કાર અર્પનારી પાઠશાળા હોવી જોઇએ

મંદિરને અંગે એક વ્યાયામશાળા પણ હોય. દરેક બાળકને નાનપણથી જ વ્યાયામ અને સંયમનો શોખ લગાડવાની ઘણી જ જરૂર છે. જો આ તરફ હવે લક્ષ્ય નહિ અપાય તો માનવતા જોખમાઈ જશે. વ્યાયામ પછી મંદિરમાંથી પ્રસાદી દૂધ (ગાયો-

તું જ ) બાળકોને પીવા આપવું. પાંચ વર્ષ સુધી આ ક્રમ ચલાવી જુઓ; પછી એનું કેવું સુંદર પરિણામ આવે છે એ જુઓ.

પ્રાથમિક શાળાઓથી લઈને હાઈસ્કૂલો અને કૉલેજો, છાત્રાલયો પણ આપણાં હોવાં જોઈએ

જો આવો રચનાત્મક કાર્યક્રમ ધીરે ધીરે હાથ ધરાશે તો ભવિષ્યમાં આપણી બેન્કો, આપણાં ઉદ્યોગાલયો વગેરે ઘણી પ્રવૃત્તિઓનું કાર્યક્ષેત્ર આપણે માટે તૈયાર જ હશે.

હાલ તુરત તો ભગવદ્ભાવ, સંયમ, નિર્ભયતા, સદાચાર વગેરે વધે એને માટે બધુંય કરી છૂટવું ઘટે. એમાંય આવા સંક્રાંતિકાળમાં આપણાં મંદિરોની રક્ષા, સ્ત્રીઓની પવિત્રતાની રક્ષા, આપણાં કોઈ પણ સંપ્રદાયના ધર્મસ્થાનોની રક્ષા માટે એક મજબૂત સંગઠન સાધવું પડશે. એને માટે એક નવયુવક વૈષ્ણવ દળ ઊભું કરવું જોઈએ. આ દળને તાલીમ આપીને કોઈ પણ હિંદુ ધર્મસ્થાન તથા હિંદુ સન્નારીની પવિત્રતા એ બન્નેની રક્ષા માટે ખાસ યોજના કરવી રહી. ભવ્ય ઉદાર આશયનું જ્વલંત ઉદાહરણ પૂજ્યપાદ ગોસ્વામીશ્રીજી શ્રીકૃષ્ણજીવનજી મહારાજે પૂર્વ બંગાળના અત્યાચારપીડિત પ્રદેશમાં પધારીને આપણને પ્રત્યક્ષ બતાવ્યું છે.

દરેક મંદિરને અંગે શુદ્ધ પવિત્ર વસ્તુઓ મળે એવી વ્યવસ્થા થવી જોઈએ.

દરેક મંદિરને અંગે એક આયુર્વેદ ઔષધાલયની પણ ઘણી જ જરૂર છે.

સર્વ મહાન ઉત્સવો ઉપર જાહેર સભાઓ કરવી અને ઉત્સવોનું રહસ્ય વૈષ્ણવ જનતા સમક્ષ સ્પષ્ટ રીતે રજૂ કરવું જોઈએ, જેથી ભાવી પ્રજા ઈતિહાસ તથા સિદ્ધાંતથી અજાણ ન રહે.

ધાર્મિક બોધક સાહિત્ય લખાવવું અને પ્રગટ કરાવવું. નાનાં બાળક અને બાલિકાઓ માટે અને નવયુવક વર્ગને પણ

આકર્ષે એવું સાહિત્ય પ્રગટ કરીને ઘેર ઘેર એનો પ્રચાર થાય એમ કરવું.

આપણા પ્રાચીન કવિઓ—શ્રી દયારામ ભાઈ જેવા મહાનુભાવોનાં અપ્રસિદ્ધ સાહિત્યો પ્રગટ કરવાં. અષ્ટ સખા તથા બીજા મહાન ભક્તકવિઓનાં પદોનો ખૂબ પ્રચાર કરવા ભજનમંડળીઓ સ્થાપવી. આપણી સંગીત કલાનું રક્ષણ કરવું. મંદિરના અંગની બીજી લલિત કલાઓ-ફૂલમંડલી, સાંઝી, આરતી, ચોક પૂરવા આદિ અનેક કલાઓ, ખાસ તો આપણી ચિત્રકલા જળવાઈ રહે એવો પ્રબંધ કરવો; આપણું પ્રાચીન પુસ્તકોરૂપ દિવ્ય ધન પણ જગતના ચોકમાં પ્રદર્શનરૂપમાં રજૂ કરવું.

સ્થલે સ્થલે-તેમાંય મોટાં શહેરોમાં વૈષ્ણવોના આચારવિચારો જળવાય એવાં નિવાસસ્થાનો ઊભાં કરવાની થોડી આવશ્યકતા નથી.

મારા વિચારે આપણે આપણાં બાળકોને બ્રહ્મસંબંધ દશ ને પંદર વર્ષની વચ્ચે લેવરાવવાં જોઈએ.

અત્યારે જમાનો એવો વિપરીત આવ્યો છે કે મોટાં થતાં એઓ આવો ધાર્મિક સંસ્કાર ગ્રહણ કરવાની આનાકાની કરે તો એમાં નવાઈ નહિ.

આપણા સંપ્રદાયમાં અનન્યાશ્રય અને અસમર્પિતત્યાગ એ બન્ને મોટામાં મોટાં તત્ત્વો છે, પરંતુ આ જમાનામાં એ પૈકી કયા તત્ત્વોનું પાલન થાય છે? શાસ્ત્રમાં આચારઃ પ્રથમો ધર્મઃ કહ્યું છે એની મહત્તા દિવસે દિવસે ઘટતી જાય છે. છેવટે કશું ન બને તો આપણે ચરણામૃત પધરાવી ખાદ્ય પદાર્થનો ઉપયોગ કરવાની ટેવ પાડવામાં આવે તોપણ સારું. આજકાલ તો કોઈ એ બાબત ઉપર વિચાર સુધ્ધાં કરતું નથી. સ્ટેશન ઉપર રેલવે અધિકારીઓ તરફથી ગમે તેવા હુકમો નીકળે છે, પણ એની સામે કોણ વાંધો સરખો પણ ઉઠાવે છે?

શ્રીમહાપ્રભુજીએ પ્રગટ કરેલો એકે એક ગ્રન્થ સમર્થ છે, પણ એનો કોણુ અભ્યાસ કરે છે? હાલ લોકો વિનાશથી વ્યગ્ર ને દુઃખોથી બેવડ વળી ગયેલા જણાય છે. એક 'નવરત્ન'નું સેવન તો કરી જુઓ. શ્રીમદ્‌ભાગવતની અપૂર્વ સ્તુતિઓ જેવું બીજું ધાર્મિક સાહિત્ય કયાં છે? આપણુને આ બધું વારસામાં મળ્યું હોય પછી અન્ય દાનની શી જરૂર? પણ હાલના સમયમાં આ બધી બાબતો ઘણી જ બારીક બની ગઈ છે, એટલે એ વિશે વધારે વિવેચન ન કરતાં એટલું તો જરૂર કહીશ કે ભગવાન તો कर्तुं अकर्तुं अन्यथाकर्तुं સમર્થ છે; એ મનુષ્યની દરેક પ્રકારની લૌકિક ને અલૌકિક ચિન્તાઓ દૂર કરે છે. આપણા અમૂલ્ય સાહિત્યનો અભ્યાસ કરનારને એની અપૂર્વતા જણાયા વિના નહિ રહે. પરંતુ હાલ લોકો એને વાંચતા નથી. દરેક વૈષ્ણવે શ્રીમહાપ્રભુજીના ગ્રન્થમાંથી દરરોજ થોડુંક વાંચવાનો નિયમ રાખવો જોઇએ. જો એમ થશે તો શ્રી મહાપ્રભુજી આપ આપશ્રીના ગ્રન્થોનું રહસ્ય પ્રગટ કરશે. પણ આપણે એનો અભ્યાસ કરી એ ઉપર મનન કરવાનો યત્ન કરવો જોઈએ. આપણા ઘરમાં આપણું આ સાહિત્ય એ આપણો કિંમતી ખજાનો છે, પરંતુ મારે દિલગીરી સાથે કહેવું જોઇએ કે આપણુને એની ખબર નથી. આપણુને પેલા ખેડૂતનો દાખલો તો જાણીતો છે. મરનાર ખેડૂતે પોતાના પુત્રોને ખેતરમાં દાટેલું ધન ખોદી કાઢી એ મેળવવાનું કહ્યું. પુત્રો ખેતર ખોદી સ્થૂલ ધન તો ન મેળવી શકયા, પણ સ્થૂલ ધનથી ઉત્તમ એવું આધ્યાત્મિક ધન મેળવી શકયા. એમને સમજાયું કે ઉદ્યોગ એ ધન છે. ઉદ્યોગ વિના એઓ મૂલ્યવાન પાક ન મેળવી શકયા હોત. આપણે પણ આપણા ધાર્મિક સાહિત્યમાંથી અમૂલ્ય પાક લણવો હોય તો એને ધ્યાનપૂર્વક વાંચવું જોઈએ અને એનું મનન કરવું જોઈએ. એમ થશે તો જ પુષ્ટિમાર્ગની મહત્તા સમજાશે. આ માર્ગ કૃપાસાધ્ય માર્ગ છે. કાંઈ પ્રસાદ પૂરી ખાઇને મઝા માણુવાનો નથી,

પરંતુ તે તો તાપક્લેશનો માર્ગ છે. પ્રભુ ક્યારે મળશે એ જ તાપ દરેક વૈષ્ણવમાં થયા કરે ત્યારે પુષ્ટિનું તત્ત્વ સિદ્ધ થઈ શકે.

શ્રી કૃષ્ણ ગાયો ચરાવવા જતા ને સાંઝના પાછા આવતા, છતાં ગોપીજનો એટલો વિયોગ પણ ખમી શકતાં નહિ. પ્રભુ તો એવાં પ્રેમીજનોને જ મળે છે,

આવા ઘોર કલિકાળમાં આચાર વિચાર ભ્રષ્ટ થવા લાગ્યા છે ત્યાં શ્રદ્ધાથી ભાવપૂર્વક, નિયમસર ઓછામાં ઓછી શ્રીકૃષ્ણના ધ્યાનમાં પંદર મિનિટ પણ ગાળવાનો અવકાશ ન મળે તો આપણે વૈષ્ણવ શાના? હાલમાં તો કોઈને મરવાની પણ ફુરસદ નથી, પરંતુ ખચીત માનજો કે આવા કોઈ નિયમિત ક્રમ વગર આપણો આ લોક કે પરલોક સુધરવો દોહ્યલો છે.

હું પોતે આધુનિક વિચારનો છું, આમ છતાં હું ઉપર જણાવ્યા તેવા આચાર વિચારમાં માનનારો છું. આપણો સંપ્રદાય કલાત્મક છે. જ્યાં શ્રીનાથજી બાવા આગળ બીન બજતું હોય અને મધુર કીર્તનોની સુધા વર્ષી રહી હોય ત્યાંની અલૌકિકતા માટે શું પૂછવું! મેં ઉપર જણાવ્યું તેમ આ માર્ગ તો કલાઓથી ભરપૂર છે.

આપણા માર્ગમાં શ્રીહરિરાયજી જેવા વિદ્વાન આચાર્યો થઈ ગયા છે. એમના ગ્રન્થોમાંથી આપણે વધારે નહિ તો દરરોજ એક શ્લોક વાંચવાનો અભ્યાસ રાખીએ તોપણ આપણા હૃદયને શાંતિ મળે એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

આપણા સંપ્રદાયમાં ગોપાલનનું મહત્ત્વ પુષ્કળ છે. કમનસીબે એનું મહત્ત્વ હજુ આપણા દિલમાં વસ્યું નથી. આપણે આ બાબતમાં વધારે લક્ષ આપવાની જરૂર છે. ઉપર જણાવ્યું તેમ આપણે ઘણું ઘણું કરવાનું બાકી છે. આપણે ત્યાં પરમકૃપાળુ શ્રી ગુંસાઈજીના કૃપાપાત્ર શ્રી ગોપાળદાસનું વલ્લભાખ્યાન આપણા ભાવિક વૈષ્ણવો દરરોજ ગાય છે. એના અર્થ શ્રીજીવનજી મહારાજે કરેલા છે. એ પુસ્તક તો તરત જ ફરીથી છપાવવા જેવું મને લાગે છે.

(૨)

## આબુમાં ગોરક્ષા સંમેલન

શેઠશ્રીનો ગાય પ્રતિ આદરભાવ એક માતા જેટલો છે. ગોસેવાના કાર્યમાં એમણે સારો ફાળો આપેલો છે અને ગોસંવર્ધન માટે એમણે બીજાના સાથસહકારમાં પોતાની સેવાઓ પણ આપેલી છે.

આબુમાં મળેલ ગોરક્ષા સમેલનમાં પોતાના વિચાર રજૂ કરતાં એમણે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીને યાદ કર્યા હતા અને ગોરક્ષા વિશે ગાંધીજીના વિચારોમાંથી એક ફકરો તારવી લીધો હતો, એ વિચારોની સાથે શેઠશ્રી પણ પૂરેપૂરા સંમત થાય છે.

'ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચે આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વ દ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિન્દુસ્તાનમાં સૌથી સાચો-સાથી-સૌથી મોટો આધાર-હતી; એ જ એક-હિન્દુસ્તાનની કામધેનુ હતી....એ માત્ર દૂધ જ આપનારી નહોતી, આખી ખેતીનો આધારસ્તંભ હતી.

ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરાફ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુ-સૃષ્ટિની અરજી મૂંગી છે; તેથી વળી વધારે અસરકારક છે.

ગોરક્ષા એ હિંદુ ધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુ ધર્મ પણ જ્યાંસુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં-સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય? રસ્તો એ જ કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસે મરવા માટે તૈયાર ન થવું એ તો હિંદુ ધર્મ તેમજ અહિંસા ધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુ ધર્મનો અને ઈશ્વરનો ઇનકાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં એનાં ઢોરોની હાલત હિંદુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં આપણી ગરીબી આપણે નહિ ગાઈ શકીએ. આપણાં ઢોરોની દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી.

હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીર્થયાત્રાઓ કર્યાથી, કે ન્યાત ફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમ ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ ગાયને બચાવવાની એમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષા ધર્મનો-દાવો કરનાર આપણે ગાયને અને એના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.'

## (૩)

## વડોદરામાં હિંદુ પરિષદ

ભારતના જાણીતા સ્વાતંત્ર્યવીર શ્રી સાવરકરના પ્રમુખપદે વડોદરા રાજ્યની હિંદુ સભાએ ભારતવર્ષીય રાજ્યોની હિંદુ પરિષદ બોલાવી હતી તેમાં શેઠશ્રીને વિશિષ્ટ માનપત્ર આપવામાં આવ્યું હતું એનો ઉત્તર આપતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે

હિન્દુ સમાજ અને હિન્દુ સભ્યતા જુગજૂનાં છે. સંસારમાં શાશ્વત શાન્તિનો સંદેશ અમારા જ અમર ગ્રંથો આપે છે. અમારા જ આચાર્યો એક સમયે જગદ્‌ગુરુ હતા. એક વખતનો શક્તિશાળી ચક્રવર્તી પદ ભોગવનારો હિન્દુ સમાજ આજે હીન દશા ભોગવે છે. હિન્દુઓની દયનીય દશા આજે કમકમાટી ઉપજાવે છે. હિન્દુ સત્ત્વહીન અને ભીરુ બન્યો છે. કુસંપ અને વેરઝેર અમારામાં ઘર ઘાલી ગયાં છે. આત્મગૌરવ અને આત્મસંમાનની ભાવના નાશ પામી છે. સંઘર્ષની અંદર પ્રબળ સંખ્યાબલ ધરાવનારો અમારો સમાજ અસંગઠિત દશામાં શક્તિહીન બન્યો છે. પશ્ચિમી સભ્યતા આગળ અમે ઝૂકી રહ્યા છીએ, અને અમારા યુવકો પોતાની સંસ્કૃતિ તથા પોતાના ધર્મગ્રંથોથી વિમુખ થવા લાગ્યા છે.

હિન્દુ ધર્મની વર્તમાન અવદશા જોઈ કાશીના પુણ્ય ક્ષેત્રમાં મહામના પંડિત મદનમોહન માલવિયાજીએ અને હુતાત્મા સદ્‌ગત સ્વામી શ્રદ્ધાનંદજીએ હિન્દુ વિરાટ પ્રગટ કરવા માટે સંગઠનની જ્યોત પ્રગટાવી હતી. આ સંગઠન-રૂપી યજ્ઞની ચિનગારીઓ દિગંતવ્યાપી બને એ અભિલાષા હું સેવતો રહ્યો છું. અને આ દિશામાં મેં જે થોડી ઘણી સેવા કરી છે તે આપ સૌ જાણો છો. આજના અમારા માનવંતા મહેમાન મહાન

ગોરક્ષા એ હિંદુ ધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુ ધર્મ પણ જ્યાંસુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાંસુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય? રસ્તો એ જ કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસે મરવા માટે તૈયાર ન થવું એ તો હિંદુ ધર્મ તેમજ અહિંસા ધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુ ધર્મનો અને ઈશ્વરનો ઇનકાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં એનાં ઢોરોની હાલત હિંદુસ્તાનના કરતાં ભૂંડી હોય. આમાં આપણી ગરીબી આપણે નહિ ગાઈ શકીએ. આપણાં ઢોરોની દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી.

હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીર્થયાત્રાઓ કર્યાથી, કે ન્યાત ફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમ ચીવટથી પાળ્યાથીયે નહિ, પણ ગાયને બચાવવાની એમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષા ધર્મનો–દાવો કરનાર આપણે ગાયને અને એના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.'

## (૩)

## વડોદરામાં હિંદુ પરિષદ

ભારતના જાણીતા સ્વાતંત્ર્યવીર શ્રી સાવરકરના પ્રમુખપદે વડોદરા રાજ્યની હિંદુ સભાએ ભારતવર્ષીય રાજ્યોની હિંદુ પરિષદ બોલાવી હતી તેમાં શેઠશ્રીને વિશિષ્ટ માનપત્ર આપવામાં આવ્યું હતું. એનો ઉત્તર આપતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે

હિન્દુ સમાજ અને હિન્દુ સભ્યતા જુગજૂનાં છે. સંસારમાં શાશ્વત શાન્તિનો સંદેશ અમારા જ અમર ગ્રંથો આપે છે. અમારા જ આચાર્યો એક સમયે જગદ્ગુરુ હતા. એક વખતનો શક્તિશાળી ચક્રવર્તી પદ ભોગવનારો હિન્દુ સમાજ આજે હીન દશા ભોગવે છે. હિન્દુઓની દયનીય દશા આજે કમકમાટી ઉપજાવે છે. હિન્દુ સત્ત્વહીન અને ભીરુ બન્યો છે. કુસંપ અને વેરઝેર અમારામાં ઘર ઘાલી ગયાં છે. આત્મગૌરવ અને આત્મસંમાનની ભાવના નાશ પામી છે. સંઘર્ષની અંદર પ્રબળ સંખ્યાબલ ધરાવનારો અમારો સમાજ અસંગઠિત દશામાં શક્તિ-હીન બન્યો છે. પશ્ચિમી સભ્યતા આગળ અમે ઝૂકી રહ્યા છીએ, અને અમારા યુવકો પોતાની સંસ્કૃતિ તથા પોતાના ધર્મગ્રંથોથી વિમુખ થવા લાગ્યા છે.

હિન્દુ ધર્મની વર્તમાન અવદશા જોઈ કાશીના પુણ્ય ક્ષેત્રમાં મહામના પંડિત મદનમોહન માલવિયાજીએ અને હુતાત્મા સદ્ગત સ્વામી શ્રદ્ધાનંદજીએ હિન્દુ વિરાટ પ્રગટ કરવા માટે સંગઠનની જ્યોત પ્રગટાવી હતી. આ સંગઠન-રૂપી યજ્ઞની ચિનગારીઓ દિગંતવ્યાપી બને એ અભિલાષા હું સેવતો રહ્યો છું. અને આ દિશામાં મેં જે થોડી ઘણી સેવા કરી છે તે આપ સૌ જાણો છો. આજના અમારા માનવંતા મહેમાન મહાન

જ્યોતિર્ધર થઈને ફરીથી હિન્દુઓમાં નવચેતન પ્રગટાવી રહ્યા છે. હિન્દુ મહાસભા હિન્દુ સમાજના દરેક વર્ગની અંદર જે સંગઠનની ભાવના કેળવે છે તેમાં સૌએ સહકાર આપવો ઘટે. સંગઠન વિના અમારું સંખ્યાબલ, અમારી બીજી સિદ્ધિઓ અકારથ જશે.

હિન્દુ યુવકો આજે વ્યાયામપ્રિય બને એ માટે અખાડાની પ્રવૃત્તિને પણ ઉત્તેજન આપવું જોઈએ. શક્તિશાળી યુવકો જ સમાજનું પીઠબળ છે. મંત્રદ્રષ્ટાએ મુંડકોપનિષદના નાયમાત્મા વલહીનેન લભ્યઃ નું અમર સૂત્ર ઉચ્ચાર્યું છે. ભગવાન પણ શકિતહીનોના બેલી થતા નથી. માટે ગુજરાતમાં વ્યાયામપ્રવૃત્તિને વધારવા માટે મેં મારાથી બનતું કર્યું છે. વ્યાયામ સાથે આત્મરક્ષાની ભાવના પણ કેળવવી જોઈએ. પોતાનું સંરક્ષણ કરતાં દરેક ભાઈ બહેનને આવડવું જોઈએ. આ દિશામાં પ્રો. માણેકરાવજીની સંસ્થાઓ તથા ગુજરાત વ્યાયામ મંડળ, આર્યકન્યા મહાવિદ્યાલય જેવી સંસ્થાઓ સુંદર કામ કરી રહી છે.

હિન્દુ નારીઓની દુર્દશા પણ ચલાવી લેવાય એમ નથી. સ્થાન સ્થાન પર અબળા-સંરક્ષણનાં કાર્ય યોજવાં જોઈએ અને એક પણ હિન્દુ નારી અસહાય અવસ્થામાં વિધર્મીઓના પંજામાં ફસાય એ બરોબર નથી. આ દિશામાં હિન્દુ મિશન, હિન્દુ સેવા-સંઘ, વિકાસગૃહ વગેરે કામ કરતી સંસ્થાઓ ધન્યવાદને પાત્ર છે.

રાષ્ટ્રિયતાનો પાયો સંસ્કૃતિ ઉપર છે. હિન્દુઓ પોતાના ધર્મગ્રંથોને અને સંસ્કૃતિને ભૂલી રહ્યા છે. એ માટે પણ કામ કરવાની જરૂર છે. હિન્દુઓમાં ભૂખમરો ના રહે એ માટે ઉદ્યોગપતિઓ પોતાના ઉદ્યોગમાં એમને દિલસોજીપૂર્વક સ્થાન આપે, એ પણ જરૂરી છે. આ બધાં કાર્યોમાં હું યથાશકિત મારો ફાળો આપતો રહું છું અને ભવિષ્યમાં પણ આપતા રહેવાની ઉમેદ છે. મને આપે માનપત્ર આપ્યું છે એ માટે ફરી આપનો આભાર માનું છું.

## (૪)

# ધાર્મિક કાર્યકર્તાઓનું સંમેલન

દ્વારકા શારદાપીઠાધીશ્વર જગદ્ગુરુ સ્વામી શ્રી અભિનવ સચ્ચિદાનંદ-તીર્થજી શંકરાચાર્ય મહારાજના પ્રમુખપદે તા. ૧૫-૧-૪૬ ને રોજ અમદાવાદના ધાર્મિક કાર્યકર્તાઓના સંમેલનને આવકાર આપતાં સ્વાગતપ્રમુખ તરીકે શેઠશ્રીએ જણાવ્યું હતું કે

આપણો દેશ અત્યારે અપૂર્વ સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યો છે. રાજ્યસત્તાઓ અને ધર્મસત્તાઓના અનેક ફેરફારો-માંથી આપણી આ સંસ્કૃતિ પસાર થઈ છે એ આપણા પાછલા ઇતિહાસથી જણાય છે; એમ છતાં પણ આપણી સંસ્કૃતિ અને આપણો હિંદુ ધર્મ એકસરખાં જ તેજસ્વી અને અખંડ રહ્યાં છે એ એની ખાસ મહત્તા છે. સમગ્ર હિંદુ જાતિનાં કલ્યાણ અને શ્રેય એની સંસ્કૃતિ અને ધર્મભાવના પર અવલંબેલાં છે.

આજે હિંદ એની ક્રાંતિને આરે ઊભેલું છે. જગતભરની પ્રજાઓ અને મહાપ્રજાઓએ પોતે માનેલા સ્વધર્મ પાછળ અનેકગણું લોહી વહેવરાવ્યું છે અને જીવનના દરેક ક્ષેત્રમાં ભારેમાં ભારે યુગપલટો આણેલો છે; એવે સમયે આપણા હિંદુ ધર્મની જાળવણી, એના વિકાસ અને એની માન્યતાઓના રક્ષણ માટે યોજના કરવાની જરૂર છે.

અત્યારે આપણે આપણા વ્યવહારના રીતિરિવાજો, ધર્મજ્ઞાન અને ધાર્મિક સંસ્થાઓની મર્યાદાઓના ભંગ થવાના પણ દાખલા સાંભળી રહ્યા છીએ. અત્યારના જમાનામાં યુવક વર્ગમાં ધાર્મિક રીતિરિવાજો તરફ ઉદાસીનતા અને બેપરવાઈ બતાવાઈ રહ્યાં છે, ધાર્મિક ભાવનાઓ તરફ એઓ લક્ષ્ય આપતા નથી.

આવે વખતે આપણી આદિ ધાર્મિક માન્યતાઓ અને આચારવિચારની ભાવનાઓની રક્ષા તેમજ જાળવણી માટે કાંઈક સુયોજિત કાર્ય થાય એ જરૂરનું છે. સૌથી પહેલાં તો બાળકોમાં ધાર્મિક સંસ્કારોનું સિંચન થાય એ માટે યોગ્ય પાઠ્ય-પુસ્તકો અને વાચનમાળાઓ તૈયાર થવી જોઈએ; એ ઉપરાંત આપણા ધર્મગ્રંથોનો બહોળો પ્રચાર થવો જોઈએ. આપણું કાર્ય સફળતાપૂર્વક આગળ વધે એ માટે આપણામાં સંગઠનની જરૂર છે. મતમતાંતરોને કારણે આપણા ધર્મે ઘણું સહન કરેલું છે; તેથી જો આપણા કાર્યને મજબૂત બનાવવું હશે તો મતમતાંતરોને બાજુ પર મૂકીને સંગઠન કરવું જોઈશે. મને આશા છે કે આ સંમેલન દરમ્યાન આ સાથે બીજી અનેક બાબતોનો વિચાર કરીને આપણા કાર્યને મૂર્ત સ્વરૂપ આપતી યોજના ઘડી કાઢીશું.

## (૫)

# યોગસાધન આશ્રમમાં ગોસ્વામી ગણેશદત્તજીનાં પ્રવચનોના પ્રમુખપદે

તા. ૩૦-૮-૪૩ ના દિવસે પ્રીતમનગર યોગસાધન આશ્રમના ઉપક્રમે પંજાબ-દિલ્હીના પ્રખ્યાત ગોસ્વામીજી ગણેશદત્તનાં પ્રવચન યોજાયાં હતાં, તેના પ્રમુખપદે બોલતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કેઃ—

આજની આ સભાના પ્રવચનકાર અને આપણા મહેમાન ગોસ્વામી ગણેશદત્તજીનું નામ આપણા શહેર માટે જાણીતું છે, છતાં એઓશ્રીનો અલ્પ પરિચય આપવાનું અસ્થાને નહિ ગણાય. એઓશ્રી લાહોરની સનાતન ધર્મ પ્રતિનિધિ સભાના મુખ્ય મંત્રી છે, અને હિન્દમાં-ખાસ કરીને પંજાબમાં ઘણી ઘણી સંસ્થાઓનું સંચાલન કરી રહ્યા છે. વર્ષભરમાં થોડા મહિના એઓશ્રી હૃષીકેશમાં અને થોડા મહિના હિમાલયમાં ગાળે છે. એમની અસાધારણ વિદ્વત્તા અને પ્રતિભાથી આકર્ષાઈ બનારસ હિન્દુ યુનિવર્સિટીએ એમને "ત્યાગમૂર્તિ"ની બહુમૂલિ ઉપાધિ અર્પણ કરી છે. પ્રતિ વર્ષે એઓશ્રી અહીં પધારે છે. જનહિતનાં ઘણાં કાર્ય આપણા શહેરમાં આવીને નિષ્કામભાવે કરી જાય છે. આવા સમર્થ અને પ્રખર વિદ્વાન પુરુષ એમનાં મંગલ પ્રવચનોનો આપણને લાભ આપે એ આ શહેરનાં અને આપણા સૌનાં અહોભાગ્યની વાત છે. ગોસ્વામીજી એમની વિદ્વત્તા અને ખ્યાતિથી આપણને એટલા બધા જાણીતા છે કે આથી વધુ એમના પરિચય વિશે કહેવામાં અવિવેક જ લેખાશે.

આજથી શરૂ થતી યોગસાધન આશ્રમ તરફથી આ હારમાળા પૈકીનું પહેલું ભાષણ ગીતાજીના ભક્તિયોગ ઉપરનું

છે. ભક્તિયોગમાં ભક્તિ અને યોગ એ બે શબ્દોનો સમાસ છે. યોગ એટલે ઈશ્વરની સાથેનું જોડાણ. અને એ ભકિત દ્વારા આવી રીતના જોડાણને ભકિતયોગ કહે છે. આજના વિદ્વાન વકતા આ ઉપર પોતાનું વ્યાખ્યાન શરૂ કરવાના છે એટલે હું એમને જ એમનું ભાષણ શરૂ કરવા વિનંતિ કરું છું.

(પ્રવચનને અંતે ઉપસંહાર કરતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે)

આજના પ્રસંગે ભક્તિયોગ ઉપર ગોસ્વામી શ્રી ગણેશદત્ત-જીએ ખૂબ જ વિદ્વત્તાપૂર્ણ અને છટાદાર પ્રવચન આપી ઘણું ઘણું સમજાવ્યું છે એટલે મારે કાંઈ કહેવાનું રહેતું નથી.

ગીતાજીમાં ભક્તિયોગ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સારી રીતે સમજાવ્યો છે. એ રસ એવો તો ગૂઢ છે કે એ જો ખરા ભકિતભાવથી કરવામાં આવે તો જ શ્રીકૃષ્ણ ભગવાન એને ગ્રહણ કરે છે. ભગવાનના ધ્યાનમાં જો ચિત્ત બીજે ભટકતું હોય તો એ ભક્તિ ભગવાનને પહોંચતી નથી ને ભગવાન એને સ્વીકારતા નથી. વળી જે દાન કરવામાં આવે તે પણ જો ખરી શ્રદ્ધાપૂર્વક ન થયું હોય તો એથી ભગવાન રાજી થતા નથી. ભગવાન જે ભકિતથી પ્રસન્ન થાય છે તે ભકિત ભાવપૂર્વકની કરેલી હોવી જોઈએ.

ભકિત શું નથી કરી શકતી ? એ ધારે તે કરી શકે છે. આપણી પાસે નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રહ્‌લાદ, સુદામાજી, પાંચાળી, રામાવતારમાં હનુમાન-વગેરે ઘણા ઘણા ભકતોના દાખલા મોજૂદ છે. એમણે પોતાની નિષ્કામભકિતથી ભગવાનને એવા તો વશ કરી લીધા હતા કે ભગવાન પોતે જાતે ભકતની ભીડ સમજીને એમનાં કામ કરી નાંખતા. નિષ્કામભકિતનો મહિમા અપાર છે. રામાવતારના ભકત હનુમાનનો જ દાખલો જોઈએ તો એમાં નિષ્કામભકિતને લીધે ભગવાન કરતાં ય ભકતનો મહિમા

વધી ગયો છે. તે એ રીતે કે આજે કોઈ પણ દેવાલયમાં જાઓ ત્યાં સૌથી પહેલી હનુમાનજીની મૂર્તિ હોવાની જ. દેવાલયના મુખ્ય દેવ ગમે તે હોય, પણ આરંભમાં હનુમાનજીની સ્થાપના જ થવાની. આનું કારણ એક જ છે કે ભગવાનને ભકત પ્રિય છે, અને એ ભકત પણ નિષ્કામભકિતવાળા જ વધુ પ્રિય છે. આમ નિષ્કામભકિતના મહિમાનાં અનેક દૃષ્ટાંતો આપણે મેળવી શકીએ એમ છીએ.

"હરિ સિવાય બીજી વાત નકામી છે. એક ઘડી એક કરોડની જાય છે. ક્ષણભંગુર દેહમાં મરણ જેવી ઘાત છે, માટે તું હરિને સંભાર. શ્વાસનો વિશ્વાસ નથી; અમૃત મૂકીને ઝેર શા માટે ખાય છે? એક પલકવારમાં બંધ થઈ જશે. માટે હરિનું નામ અહર્નિશ લેવું જોઈએ."

એક મહાનુભાવે બીજી પણ એક વાત કહી છે કે:—

"જાં લો મનમેં ગૌરતા, તાં લો પ્રભુ સો કોસ.
કૃપા ભઈ તબ જાનિયે, દીખે અપને દોષ.
દોષ ન દેખે ઓરકો, તાસો હોય બિગાર.
રાત દિન સોચત રહે, અપને દોષ બિચાર."

આનો અર્થ—જ્યાંસુધી અભિમાન છે ત્યાંસુધી પ્રભુ સો કોસ છે. આપણે આપણા દોષ જોતાં શીખીએ ત્યારે પ્રભુની કૃપા થઈ સમજવી. પારકા દોષ જોવાથી વાત બગડે છે. તેથી રાત ને દિવસ આપણે પોતાનો દોષ વિચારવો જોઈએ.

( ૬ )

## હિંદુ સભાના નેતા શ્રી મુખરજીને સન્માન

શેઠશ્રી અમદાવાદ હિંદુ સભાના પ્રમુખપદે આવેલા હતા તે પ્રસંગે બંગાળના જાણીતા રાષ્ટ્રિય નેતા શ્રી મુખરજી તા. ૨૩-૮-૪૫ના રોજ અમદાવાદમાં પધારેલા; એમનું બહુમાન કરતાં, શેઠશ્રીએ જણાવ્યું હતું કે-

આપણાં સર્વેના મહદ્ ભાગ્ય છે કે અમદાવાદના આંગણે હિંદ માતાના લાડીલા સપૂત અને અખિલ ભારતવર્ષીય હિંદુ મહાસભાના માનવંતા પ્રમુખ પધારેલા છે. એમનું આપણે ભાવભીનું સ્વાગત કરીએ છીએ. હિંદુ જનતાનાં ઉત્કર્ષ અને ઉન્નતિ માટે એમણે અથાગ પરિશ્રમ ઉઠાવેલો છે. એમના જેવા એક વીરનરને ભાગ્યેજ કોઈ ઓળખતું ન હોય. એમનો પરિચય આપવો એટલે સોના ઉપર ઢોળ ચડાવવા જેવું છે. એમણે હિંદુ જનતાની સેવામાં નાનપણથી જ ઝુકાવ્યું છે. એમના વિશિષ્ટ વ્યક્તિત્વની પ્રતિભા એમના બાળપણથી જ ખીલી ઊઠેલી છે. માત્ર ૨૮ વર્ષની નાની ઉમ્મરે એઓ બંગાળની ધારાસભામાં દાખલ થયા. કોમીવાદી ઝેર બંગાળમાં ફેલાતું જતું હતું અને હિંદુઓની સ્થિતિ દિન પ્રતિદિન કફોડી થતી જતી હતી; એ જોઈ એમનું હૃદય દ્રવ્યું અને તેથી એમણે ધારાસભામાં નેશનાલિસ્ટ પક્ષમાં જોડાઈ હિંદુઓના કચરાતા જતા હક્કો અને હિંદુ સંસ્કૃતિ અને હિંદુ પ્રજાની થતી પાયમાલી સામે ભારે ઝુંબેશ ઉઠાવી. પછી એઓ પ્રધાનમંડળના સભ્ય બન્યા. પ્રધાનપદ મેળવીને એમણે હિંદુઓની ભારે સેવા કરી છે એ સુવિદિત છે.

ભાગલપુરમાં સને ૧૯૪૧ના હિંદુ મહાસભાના અધિવેશન પ્રસંગે જ્યારે સેંકડો હિંદુ આગેવાનોની ધરપકડ થઈ ત્યારે પોતે બંગાળ સરકારના પ્રધાન હોવા છતાં બિહાર સરકારના અન્યાયી હુકમને પડકાર આપી સામે થયા અને હિંદુઓના હક્કોના રક્ષણ અર્થે બિહાર સરકારની પરહેજી વહોરી લીધી. સને ૧૯૪૨ માં સરકારી દમનનીતિને પરિણામે હિંદુઓ પર સામુદાયિક દંડ, અમાનુષી મારઝૂડ અને ગોળીબારના પ્રસંગો બન્યા ત્યારે એના વિરોધમાં એમણે પ્રધાનપદનો ત્યાગ કર્યો. બંગાળમાં સરકારની નીતિને પરિણામે દુષ્કાળ અને ભૂખમરાનું તાંડવ ખેલાયું અને અન્ન વિના લાખો માણસો કાળનું ભક્ષ્ય બની ગયા તે સમયે એમણે કરેલી સેવા હિંદના ઇતિહાસમાં સદા અજોડ અને અમર રહેશે. એમણે કરેલી સેવાઓની પૂર્તિ માટે મારે જણાવવાનું કે એ વખતે અમદાવાદના એસોશિયેશન તરફથી ભૂખમરા અને દુષ્કાળના વિકટ પ્રસંગે ત્યાંની પરિસ્થિતિનો ખ્યાલ કરવા અને મદદ કરવા જે પ્રતિનિધિઓ ગયા હતા તેઓ પણ ડૉ. શ્યામ-પ્રસાદ મુખરજીની કપરી અને કસોટીમય સેવાની મુક્તકંઠે પ્રશંસા કરતા હતા. દુષ્કાળના પરિણામે હિંદુઓની કફોડી સ્થિતિનો લાભ લઈ વિધર્મીઓએ પોતાની વટાળપ્રવૃત્તિ ફેલાવી અને અનેક હિંદુ સ્ત્રી બાલિકાઓનાં અપહરણો કર્યાં તે વખતે ડૉ. મુખરજીએ દુષ્કાળની સ્થિતિને મારી હઠાવવા અથાગ પ્રયત્ન સેવ્યો છે. એ વખતે એમણે દેશભરમાંથી મદદ મેળવી સેંકડો રસોડાં અને નિર્વાસિતગૃહો સ્થાપ્યાં અને ખોટી સંગ્રહખોરી અને ગુંડાગીરીનો ખુલ્લો સામનો કર્યો. ઈ. સ. ૧૯૪૩ થી એઓ હિંદુ મહાસભાના પ્રમુખપદે છે અને એમના સ્તુત્ય પ્રયાસોથી હિંદુ મહાસભાએ આજે દેશમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એઓ પોતે ગર્ભ-શ્રીમંત છે અને એમણે કોલેજો અને યુનિવર્સિટીમાં લાખો રૂપિયાની ઉદાર સખાવતો કરેલી છે. આપણા ભારતવર્ષના આવા લાડીલા સપૂતની આપણા શહેરમાં પધરામણી થઈ છે એ આપણે

માટે એક મહા ગર્વ લેવા જેવો દુર્લભ પ્રસંગ છે. એમના જેવા એક મહાન પુરુષને આપણે જેટલું માન આપીએ તેટલું ઓછું છે. એમણે આપણી સમક્ષ એક સાચો દેશસેવક અને એક સાચો લોકનાયક કેવો હોય એનું જ્વલંત ઉદાહરણ રજૂ કર્યું છે. એમને સાચું માન તો આપણે ત્યારે જ આપ્યું ગણાય જ્યારે આપણે એમના પગલે ચાલી દેશની અને પ્રજાની સેવામાં આપણો ફાળો તન મન અને ધનથી આપી દેશના અને પ્રજાના ઉદ્ધારનું કાર્ય વેગવંત બનાવીએ

## (૭)

## શ્રી રામકૃષ્ણ આશ્રમની સ્થાપના વખતે

અમદાવાદમાં રામકૃષ્ણ સેવાસમિતિ ધાર્મિક અને સામાજિક ક્ષેત્રમાં સારી પ્રગતિ સાધી રહી છે એ સમિતિ તરફથી મણિનગરમાં રામકૃષ્ણ આશ્રમની સ્થાપના થઈ હતી, તે પ્રસંગે પ્રવચન કરતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ તરફથી ગુજરાતના પાટનગર અમદાવાદ શહેરમાં શ્રી રામકૃષ્ણ આશ્રમની સ્થાપના આજના શુભ દિવસથી કરવામાં આવે છે તે જાહેર કરતાં મને ઘણો હર્ષ થાય છે.

શ્રી રામકૃષ્ણ શતાબ્દી લગભગ પાંચ વર્ષ ઉપર આખા હિંદમાં જે અપૂર્વ ઉત્સાહથી ઊજવાઈ તે જ પ્રમાણે અમદાવાદ શહેરમાં પણ ઊજવાઈ હતી અને એ વખતે જે રસ અને ઉત્સાહ જણાઈ આવ્યાં હતાં તે ઉપરથી શ્રી રામકૃષ્ણ સેવા-સમિતિના કાર્યકર્તાઓ અને બીજા અનુયાયીઓને એમ લાગ્યું હતું કે અમદાવાદમાં શ્રી રામકૃષ્ણ આશ્રમ જેવું એક કાર્યમી કેન્દ્ર સ્થપાય. એમની ભાવનાને બહુ ટૂંક સમયમાં મૂર્ત સ્વરૂપ આપી શકાશે.

અમદાવાદ શહેર આજે હિંદમાં મુંબાઈ અને કલકત્તા પછી સૌથી વધુ અગત્યનું સ્થાન ભોગવે છે. પણ આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિ સાધવાની સાથે સાથે જનતામાં સંસ્કારિતા ફેલાય અને આધ્યાત્મિકતા ખીલે એ એટલું જ, બલ્કે વધારે,

અગત્યનું છે. અમદાવાદમાં સાચી ધર્મભાવના કેળવવામાં અને માનવસેવા અને ખાસ કરીને દરિદ્રનારાયણની સેવા કરવામાં આ આશ્રમ અગત્યનો ફાળો આપશે એવી મારી માન્યતા છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસ વિશે અત્રે બે શબ્દો કહેવા અનુચિત નહિ ગણાય. શ્રી પરમહંસદેવનું સ્થાન ભગવાન બુદ્ધ, ઈસુ ખ્રિસ્ત જેવી જગતની મહાન વિભૂતિઓમાં ગણાય છે. ઓગણીસમા સૈકામાં જ્યારે પાશ્ચાત્ય અને ભૌતિક સંસ્કૃતિનું જોર હિંદમાં ઘણું વધી ગયું હતું અને હિંદની જૂની આર્ય સંસ્કૃતિની અવગણના થવા લાગી હતી તે સમયમાં ભગવાન રામકૃષ્ણે સાચી ધર્મભાવના દેશમાં ફરી જાગ્રત કરી હતી અને દરેક ધર્મનો પ્રત્યક્ષ અનુભવ કરી સર્વધર્મસમાનતાનું સાચું રહસ્ય જનતાને સમજાવ્યું હતું. શ્રી રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદ તથા એમના અન્ય શિષ્યોએ આજે જગતને બતાવી આપ્યું છે કે તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિકતામાં હિંદ જગતમાં અગ્ર સ્થાન ભોગવે છે. પશ્ચિમના મોટા મોટા વૈજ્ઞાનિકો અને તત્ત્વવેત્તાઓ વેદાંત અને ઉપનિષદોની મહત્તા આજે સ્વીકારે છે અને આ પરિસ્થિતિ લાવવામાં સ્વામી વિવેકાનંદ અને અન્ય અનુયાયીઓએ અત્યંત મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

જગતના બીજા દેશોમાં હિંદનું સ્થાન ઊંચું લાવવા ઉપરાંત આ દેશમાં રાષ્ટ્રિય ભાવના જાગ્રત કરવામાં અને સેવાધર્મ ફેલાવવામાં શ્રી રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદે આ દેશની અમૂલ્ય સેવા બજાવી છે. આજે હિંદમાં જે રાષ્ટ્રિય નવચેતન દેખાય છે તેનાં બીજ સ્વામી વિવેકાનંદે વાવ્યાં હતાં. એમનાં ભાષણો અને લેખોમાં ઉત્કૃષ્ટ સ્વદેશપ્રેમ, દેશસેવાની ઊંડી ધગશ અને હિંદની પ્રજાની ઉન્નતિ સાધવાની અનુપમ ભાવનાએ અનેક હિંદીઓને અજોડ પ્રેરણા આપી છે અને આજે પણ હિંદના યુવકો સ્વદેશપ્રેમના ઊંચામાં ઊંચા પાઠ એમનાં જીવન અને ઉપદેશમાંથી મેળવે છે.

## (૮)

# શ્રી ગંગારામ ખન્નાના માનમાં

અમદાવાદમાં શ્રી ગંગારામ ખન્નાએ સ્ત્રીઓના ઉદ્ધાર માટે જે પ્રવૃત્તિ આદરી હતી તેમાં કેટલાકના અંગત સ્વાર્થ અટવાઈ ગયા હતા; તેથી અમદાવાદના સ્ટેશન પાસે જ શ્રી ગંગારામ પર જીવલેણ હિચકારો હુમલો થયો હતો; પરંતુ પરમેશ્વરની કૃપાથી અને શ્રી ગંગારામની પોતાની હિંમતથી એઓ બચી ગયા હતા; એમના ઘા રુઝાતાં એમને અમદાવાદના નાગરિકો તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું, એ સભાના પ્રમુખપદેથી શેઠશ્રીએ ગંગારામ ખન્નાનો પરિચય આપતાં જણાવ્યું હતું કેઃ-

ભાઈ ગંગારામ અત્રેના એક ઉત્સાહી, નીડર, અને બહાદુર કાર્યકર્તા છે. એમની હિંદુ ધર્મની સેવા સુવિદિત છે. એમણે પોતાના જીવને જોખમે પણ હિન્દુ ધર્મ અને નારીરક્ષા માટે અથાગ સેવા ઉઠાવી છે. આશરે દોઢ માસ પહેલાં એમના ઉપર જીવલેણ હુમલો થયો હતો, પરંતુ ઈશ્વરે જાણે એમની સેવાની કદર કરી હોય તેમ આવા હુમલામાંથી થયેલી ઈજાથી સાજા થઈને આપ સૌની સમક્ષ એઓ આવી શક્યા છે. ભાઈ ગંગારામની હિન્દુ ધર્મની ભાવના અને એ ભાવના માટે મરી ફીટવાની તમન્ના માટે મને ઘણું માન છે. ધર્મની સાચી સેવા કરવા ઈશ્વર એમને લાંબું જીવન આપે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આજે અમદાવાદના શહેરીઓ, વાસ્તવમાં, એક સુકૃત્ય કરી રહ્યા છે. સ્ત્રીજાતિની રક્ષા કરવી એ દરેક ધર્મનો મુખ્ય

સિદ્ધાંત છે. આપણા મનુ મહારાજ કહી ગયા છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः સ્ત્રી-સંમાન એ સભ્યતાનું અને સૌજન્યનુ ચિહ્ન છે મધ્યકાળમાં યુરોપ જેવા દેશમાં સ્ત્રીસંમાનની લાગણીથી પ્રેરાઈને અનેક વીરોએ પોતાનાં લોહી વહેવડાવી આત્મ-બલિદાન આપ્યાં છે. એના પુણ્યથી એ દેશો સ્વતંત્ર છે.

વર્તમાન ભારતવર્ષમાં સ્ત્રીઓનાં અપહરણો અને એમના તરફ થતું ગેરવર્તન ઘણું જ શોચનીય છે અને આમ થતું અટકાવવા બનતા યત્ન કરવા એ દરેક હિંદીની પવિત્ર ફરજ છે.

અત્રેનું હિન્દુ મિશન ઘણા લાંબા સમયથી નારી-રક્ષાનું સુંદર કામ કરી રહ્યું છે. ભાઈ ગંગારામે આ દિશામાં જે કાર્ય કર્યું છે તે માટે અમદાવાદના શહેરીઓ પોતાની મગરૂરી પ્રગટ કરે એ સ્વાભાવિક છે. આજે આપણે ગંગારામજીનું સંમાન કરવામાં સ્ત્રી-જાતિ પરત્વેની આપણી સદ્ભાવના પ્રગટ કરી રહ્યા છીએ. નારીરક્ષા કરવા માટે પ્રથમ તો આપણામાં તાકાત અને બળ હોવાં જોઈએ. આજના જમાનામાં આપણે આપણાં શક્તિ, સામર્થ્ય અને ઓજસ ખોઈ બેઠા છીએ. આપણે સ્ત્રીસંમાનની ધગશ રાખતા હોઈએ તો પ્રથમ આપણે બળવાન અને સંગઠિત બનવું જોઈએ. મને આશા છે કે તમો મારી સાથે સહમત હશો જ.

અત્રેના હિન્દુ મિશને નારીરક્ષા માટે એક અબળાશ્રમ ખોલવા નક્કી કર્યું છે, જેથી ત્યજાયેલી તથા આપત્તિમાં આવી પડેલી સ્ત્રીઓને આશ્રય આપી શકાય. દરેક હિન્દુ ધર્મ પ્રત્યે પ્રેમ ધરાવતી વ્યક્તિએ એને સુદૃઢ બનાવવા એમની શક્તિ પ્રમાણે પૈસાની મદદ મોકલવી એવી મારી ખાસ વિનંતિ છે.

દુનિયાના સર્વે દેશોમાં આપણો હિંદ દેશ ગરીબ છે. ખનીજના અનેક અખૂટ ભંડારો તથા અનેક ઉદ્યોગોના વિકાસનો

પૂર્ણ અવકાશ હોવા છતાં પરદેશી સત્તાને પ્રભાવે આપણો દેશ કંગાળ છે. આપણે બન્ને કોમો સંપથી ચાલી હાલની કોંગ્રેસ સરકારને સહકાર આપીશું તો ટૂંક સમયમાં જ આપણો દેશ ફરી વાર આબાદ થશે અને એની સાથે જ ગરીબાઈ તથા બેકારી દૂર થશે.

છેવટમાં, આપણી સમક્ષ ઈશ્વરે શ્રીયુત ગંગારામ ખન્નાને પુનર્જીવન બક્ષીને સાજાતાજા સ્ત્રીજાતિ તથા હિંદુ ધર્મની સેવા કરવા પાછા મોકલ્યા છે તે બદલ આપ સૌના વતી એમને હું અભિનંદન આપું છું, અને ઈશ્વરને પ્રાર્થના કરું છું કે આવાં સેવાનાં કાર્યો કરવા એઓ લાંબું નીરોગી જીવન ભોગવે.

## (૯)

## મહાગુજરાત ધર્મસંઘ સંમેલનના સ્વાગતપ્રમુખ

તા. ૧૧-૧૦-૪૯ ના રોજ ધર્મસંઘની ગુજરાતપ્રાન્તીય શાખા તરફથી શ્રી શંકરાચાર્યના અધ્યક્ષપદે જે મહાગુજરાત પ્રાંતનું સંમેલન યોજાયું હતું તેના સ્વાગતપ્રમુખ તરીકે શેઠશ્રીની વરણી થઈ હતી; એ વખતે એમણે જે મનનીય પ્રવચન કર્યું હતું તેમાંની કેટલીક કંડિકાઓ અહીં રજૂ થાય છે.

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च।
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः॥

પૂજ્યપાદ ઈશ્વરવિભૂતિરૂપ આચાર્યવર્ય, ધર્મસંઘના પ્રતિનિધિ મહોદયો, સ્વાગતમંડળના બંધુઓ, શાસ્ત્રી પંડિતો, સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ,

આપે આપણા સનાતન ધર્મ તથા એમાંથી નીકળેલી સંસ્કૃતિનાં સંરક્ષણ તથા પ્રચારને સારુ મળેલા આ ધર્મસંઘના સંમેલનમાં પધારીને આ મહાગુજરાતના પાટનગર અમદાવાદને શોભા આપી છે.

### અમદાવાદનું ગૌરવ

"કલિયુગે સાભ્રમતી ગંગા" એ નામને ધન્ય કરતી અખંડ પ્રવાહે વહેતી સાભ્રમતીના તેજસ્વી કિનારે આવેલા આપણા મહાગુજરાતના પાટનગરનો ઇતિહાસ મહા ગૌરવવંતો છે. અમદાવાદ પ્રાચીન કાળથી ધર્મનગરનું પદ સાચવતું આવેલું છે. દાનવોનો નાશ કરનાર દેવોને પોતાનાં અસ્થિ અર્પનાર મહર્ષિ દધીચિ ઋષિની આ પરમપુણ્યવંતી ભૂમિ છે. અને એ જ કિનારે દધીચિ ઋષિનાં તપ ત્યાગ અને દાનના સ્મારકસમો ગાંધી આશ્રમ સત્ય અહિંસા દયા તપ ત્યાગ અને ભક્તિનો

દિવ્ય સંદેશ આપતો ઊભો છે. આ ભૂમિ ઉપરથી જ મહાત્મા ગાંધીજીએ તપ ને ત્યાગનો ધનુષ-ટંકાર કરી આપણી વહાલી માતૃભૂમિને પરદેશી પંજામાંથી મુક્ત કરી આપણને સ્વતંત્રતા અપાવી છે.

પૂજ્ય મહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજી, શ્રીસહજાનંદ સ્વામી મહારાજ અને સ્વામી શ્રીદયાનંદજીની આ પુણ્યભૂમિ છે; એટલું જ નહિ, પરન્તુ ભગવાન શ્રી દ્વારકાધીશની કર્મભૂમિના પુણ્ય પ્રદેશ મહાગુજરાતનું આ ગૌરવવંતું મહાનગર છે.

## ધર્મભાવના

અમદાવાદ શહેર ધાર્મિક અને પરોપકારી ભાવનામાં પોતાનો કંઈ ને કંઈ ફાળો આપતું રહ્યું છે. આ નગરમાં અનેક ઈશ્વિર-વિભૂતિ જેવા આચાર્યો, મહામંડળેશ્વરો, સંતપુરુષો અને ભજનિકો તેમજ અનેક હરિભક્તો ધર્મનાં, ભક્તિનાં અને જ્ઞાનનાં સાત્વિક આંદોલનો પ્રસારી રહ્યા છે, તેમજ બંગાળ, પંજાબ, રાજપૂતાના, આસામ, મધ્યહિંદ ઇત્યાદિ પ્રાંતોમાં સંકટસમયે પ્રજાને સહાયતા આપવાનું કર્તવ્ય પણ ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ રીતે સેવારૂપે આપણું આ શહેર બજાવતું રહ્યું છે.

આશરે અઢારેક વર્ષ ઉપર અત્રે અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું મહાધિવેશન શ્રીસ્વામિનારાયણના મંદિરમાં શ્રી ગોકુલનાથજી મહારાજના પ્રમુખપદ નીચે ભરવામાં આવ્યું હતું. એ પછી અત્રે ગીતામંદિરને અંગે તેમજ રામચરિતમાનસ અને અન્ય નિમિત્તોએ અનેક સંમેલનો આપણા શહેરમાં થતાં રહ્યાં છે અને એ વડે સમસ્ત મહાગુજરાતમાં તેમજ અખિલ ભારતવર્ષમાં આપણી સંસ્કૃતિના સંસ્કારો પ્રસરતા રહ્યા છે; એટલું જ નહિ, પણ આપણા આ મહાગુજરાતની સૌરાષ્ટ્રભૂમિમાં શ્રીસોમનાથ ભગવાનનું ભવ્ય મંદિર મહાન રૂપમાં પુનઃ બાંધ-

વાને સારુ આપણા મહાન નેતાઓને પણ શુભ ભાવના ઉત્પન્ન થઈ છે. આવા પુણ્ય પ્રદેશમાં આપ મહાનુભાવોએ ધર્મના સંસ્કારની અભિવૃદ્ધિ કરવાનો જે આ પ્રશસ્ત મહાપ્રયાસ આદર્યો છે તેને સારુ હું આ શહેરને તેમજ આ પ્રાન્તને ધન્ય માનું છું અને આવી શુભ અને સર્વકલ્યાણકર પ્રવૃત્તિમાં મને પરમાત્માએ તેમજ આપ સહુએ આપનું સ્વાગત કરવાનો શુભ પ્રસંગ આપ્યો એને સારુ હું શ્રીપરમકૃપાળુ પરમાત્માનો તેમજ આપનો આભાર માનું છું.

હાલમાં આપણો ભારતદેશ અનેક પ્રકારનાં સંકટોમાંથી પસાર થઈ રહ્યો છે અને દુનિયામાં પણ પ્રજાઓમાં મોટાં મોટાં તડાં પડી ગયાં છે. આપણું રાજ્યતંત્ર, અર્થતંત્ર અને સમાજતંત્ર બધાં ગૂંચવણમાં આવી પડયાં છે. આ બધી સમસ્યાઓને શી રીતે ઉકેલવી એનો વિચાર ચારે તરફ થઈ રહ્યો છે. અને કહેવામાં પણ આવે છે કે આમાં રસ્તો કાઢવો બહુ મુશ્કેલ છે. કોકડું ઉકેલવા જતાં વધારે ને વધારે ગૂંચવાતું જાય છે. આ બધી મુશ્કેલીઓનું કારણ મને તો એ જ લાગે છે કે આપણે ધર્મના અનુભવસિદ્ધ અને ઈશ્વરોદિત માર્ગોને છોડીને નવા નવા મનઘડંત માર્ગોથી અથવા એકદમ સ્વચ્છંદે ઉફરાંટા ચાલવા જઈએ છીએ અને તેથી જ્યારે આપણે બકરું કાઢવા જઈએ છીએ ત્યારે ઘરમાં ઊંટ પેસી જાય છે. મારી નમ્ર સમજણ પ્રમાણે જો આપણે આપણા ધર્મમાં એટલે શાસ્ત્રોમાં કહેલા માર્ગેથી આપણી બધી પ્રવૃત્તિઓનું નિયમન કરીએ તો આપણે આ બધાં સંકટોમાંથી ઊગરવાનો માર્ગ કાઢી શકીશું. આવા માર્ગની વિચારણાને અર્થે આ મહાગુજરાત ધર્મસંઘ સંમેલન તથા એને લગતાં બીજાં સંમેલનો વિચાર કરશે એમ હું આશા રાખું છું. આપણા દેશની આર્થિક આબાદી તેમજ ધાર્મિક ભાવનાના પોષણને સારુ આપણા સમસ્ત ભારતમાં ગોરક્ષા થાય, ગોવધ

સદંતર બંધ થાય, અને ગોઉછેરને સારુ વધારે સારાં આયોજનો થાય એ બહુ જરૂરનું છે. એના ઉપર આપ ધ્યાન આપશો એવી મને ખાતરી છે.

## જીવનપ્રદાયિની ગૌમાતા

આપણાં શાસ્ત્રોએ તો ગાયના અંગેઅંગમાં બ્રહ્મા વિષ્ણુ રુદ્ર આદિ દેવતાનો વાસ કહ્યો છે. પ્રથમ તો દૂધ લઈએ–ગાયના જેવું પૌષ્ટિક અને સાત્ત્વિક દૂધ બીજા એકે પ્રાણીનું નથી. ગાયનું દૂધ પાતળું પણ પાણીદાર–એના પુત્ર બળદ એટલે બળહદ-અનહદ બળવાળા, એ આપણને ખેતીની ખેડ કરી કોશ વડે પાણી પાઈ ગાડાં મારફત માલ ફેરવી આખા જીવનમાં સુખી અને સમૃદ્ધ બનાવે છે. ગાયનું દૂધ બળબુદ્ધિવર્ધક, બ્રહ્મચર્યની રક્ષા કરનાર, સ્વાદે અમૃતતુલ્ય, મનનો સંયમ, બુદ્ધિની સ્ફૂર્તિ, શરીરનું આરોગ્ય અને આત્માની ઉન્નતિ કરનાર અનેક રીતે ગુણકારી છે. આયુર્વેદમાં પણ જે જે રસાયણો મનુષ્યનાં આયુષ્ય અને આરોગ્યવર્ધક છે તે તમામ ગાયનાં દૂધ, દહીં, માખણ, ઘી, છાશ, મૂત્ર, ગોમય વગેરેમાં વિદ્યમાન છે અને એ મનુષ્ય-શરીરને સુંદર, તંદુરસ્ત બનાવી દીર્ઘ આરોગ્ય અને આયુષ્ય આપનાર છે. અર્થાત્ મનુષ્યજીવનની સાથે ગાયના જીવનનો ઘણો જ ઘનિષ્ઠ સંબંધ છે. શરીર મન અને આત્માના પોષણ માટે ઘણાં ઊંચાં તત્ત્વો ગાયના દૂધમાં ભરેલાં છે. મૅકફેડન નામના એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકે Miracle of Milk નામના પુસ્તકમાં લખ્યું છે કે ગાયનું દૂધ અને એમાંથી બનાવેલા પદાર્થો ખાનારથી રોગ દૂર ભાગી જાય છે. મૅકોલન અને કેલાન નામના વૈજ્ઞાનિકો પણ કહે છે કે ભોજનમાં એકને બદલે બીજી વસ્તુ લઈ શકાય, પરંતુ દૂધને બદલે બીજી વસ્તુ લઈ શકાય તેવી વસ્તુ જ જગતમાં નથી. અર્થાત્ ગાયનું દૂધ જ અદ્વિતીય છે. મૅકર્સન નામનો એક વિદ્વાન Food નામના પોતાના પુસ્તકમાં

લખે છે કે 'દૂધ માણસના ખોરાકમાં સર્વશ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. અને આપણી માતાના દૂધ પછી બીજા જ નંબરનું શ્રેષ્ઠ સ્થાન ગૌમાતાનું દૂધ ભોગવે છે.' તેથી જ એને ગૌમાતા કહેવાય છે. ગાયના દૂધમાંથી બનાવેલા ભિન્ન ભિન્ન પદાર્થો ભિન્ન ભિન્ન રોગોને અને મહાવ્યાધિઓને પણ મટાડે છે દહીંમાં પણ અનેક રોગ મટાડવાના ગુણો છે. છાશ-તક્રનો આરોગ્યશાસ્ત્રમાં વિશેષ ગુણ બતાવે છે. तक्रं शक्रस्य दुर्लभम् ઇંદ્રને પણ છાશ દુર્લભ છે. અર્થાત્ છાશ અતીવ ગુણકારી છે.

અમેરિકાના એક કૃષિવિદ્વાને Cow the Mother of Prosperity નામના પુસ્તકમાં લખ્યું છે કે ગાય મનુષ્યને ઇશ્વર તરફની સૌથી મોટી બક્ષિસ છે. જ્યાં એનું પાલન થાય છે, જ્યાં એની સેવા થાય છે ત્યાં સંસ્કાર અને સભ્યતા વધે છે, જમીન હરીભરી ફળદ્રુપ રહે છે, તેમજ રમકસ વધે છે અને પાક પુષ્કળ ઊતરે છે. ખરેખર ગાય તમામ સદ્ભાગ્યની જનેતા છે. તમામ ધનમાં ગોધન મુખ્ય ધન પ્રાચીન સમયથી તે કારણે જ મનાતું આવ્યું છે. મનુષ્યને જંગલી અવસ્થામાંથી સભ્યતા અને સુખ શાન્તિ તરફ દોરી જનાર કોઈ પરોપકારી દૈવી પ્રાણી હોય તો તે ગૌમાતા જ છે. એ માટે આપણી ભારતીય પ્રજાએ અને ભારતીય રાજપુરુષોએ ગાયનું અત્યુત્તમ મહત્ત્વ સમજી ગોધન વધારવું જોઈએ, દેશની સાચી ઉન્નતિ માટે સરકારે એકદમ સંપૂર્ણ ગોવધ બંધ કરવો જોઇએ, ગાયોને માટે પુરાણા વખતની માફક ગોચર ખુલ્લાં મૂકવાં જોઈએ, તેમજ આ ભારત ફરીથી દહીં દૂધ ઘીથી છલકાય, પ્રજા ને રાજ્યકર્તા સુખી બને, અને તે મારફત જ સાચું સ્વરાજ્ય, સુરાજ્ય કે રામરાજ્ય આપણે જે જોઈએ છીએ તે ફળીભૂત થાય. જ્યાંસુધી ગોસેવા નથી ત્યાં સુધી આપણી ઉન્નતિ નથી. માટે ગોસેવા કરો એ જ મારું કહેવું છે.

## સંસ્કૃતિ

આપણી ઉન્નતિમાં શિક્ષણ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ કારણે જ આપણી સંસ્કૃતિને અનુરૂપ શિક્ષણપ્રણાલિકાની જરૂર છે. પરદેશી રાજ્યોની ગુલામીમાં હજારો વર્ષથી આપણી સંસ્કૃતિનો ક્રમશઃ હ્રાસ થતો ચાલ્યો છે, માટે હવે સ્વરાજ્ય આવતાં આપણી સંસ્કૃતિ પુનઃસ્થાપિત કરવી જોઈએ. પરદેશી સંસ્કૃતિના મોહમાં અદ્યાપિ સુધી ભારતનો વિનાશ થયો છે, જ્યારે આપણી સંસ્કૃતિ જ આપણું સાચું જીવન છે. 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः' આપણી ભારતીય સંસ્કૃતિ આખી દુનિયામાં અદ્વિતીય છે. આપણી સંસ્કૃતિમાં માનવતા સોળે સોળ આના છે, જ્યારે બીજી કોઈમાં ચાર આના તો કોઈમાં આઠ આના, તો કોઈમાં બાર આના. આપણી ભાષા પણ **સંસ્કૃત થવી જોઈએ**, કારણ કે આપણા સઘળા સાચા જ્ઞાનના ભંડારરૂપ ગ્રંથો સંસ્કૃત ભાષામાં જ છે. જો એ જ્ઞાન-વિજ્ઞાનનો આપણો પ્રાચીન અપૂર્વ ધનભંડાર હાથ કરવો હશે તો આપણે સંસ્કૃત ભાષાનો ઉદ્ધાર કરી એ વડે જ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે. આપણી ચૌદ મહાવિદ્યાઓ અને ચોસઠ કલાઓ જે સંસ્કૃત ભાષામાં આલેખાયેલી છે તે જાણીશું ત્યારે પશ્ચિમની તકલાદી વિદ્યાકળાની નકલ કરવાનું આપણને જરૂરી લાગશે નહિ.

### યજ્ઞ

સજ્જનો અને સન્નારીઓ, આપણા શાસ્ત્રોક્ત યજ્ઞો પણ જગતનું કલ્યાણ કરવામાં મહાન ઉપકારક છે.

"यज्ञात् भवति पर्जन्यो पर्जन्यादन्नसंभवः।
अन्नाद् भवन्ति भूतानि यज्ञः कर्मसमुद्भवः॥"
[ગી. અ. ૩ શ્લો. ૪]

યજ્ઞથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન થાય છે, અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે.

જુઓને, આપણા મહાગુજરાતમાં આ સાલ વરસાદ લંબાયો તેથી કેટલી નિરાશા વ્યાપી ગઈ હતી ? સમસ્ત પ્રજા બીજા દુષ્કાળના ભયથી ભયભીત બની ગઈ હતી, વરસાદનાં કશાં જ ચિહ્ન નહોતાં, પરન્તુ લોકોએ પોળે પોળે મેઘ રાજાને રીઝવવા યજ્ઞો કરવા માંડયા. શ્રી જગદ્‌ગુરુ શંકરાચાર્ય મહારાજ પધાર્યા તે વખતે જ રામાયણપ્રચાર સમિતિવાળાએ પણ ઔદીચ્યની વાડીમાં યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો અને બીજે જ દિવસે એ યજ્ઞોના પ્રતાપે મુશળધાર વરસાદ વરસ્યો; એ એવો કે યજ્ઞ-કુંડ અગ્નિને ઠારીને પાણીથી ભરાઈ ગયા. આ છે આપણા યજ્ઞદેવનો મહિમા અને એનો પ્રતાપ. શાસ્ત્રો કોઈ નવરા માણસોએ જગતને ભ્રમણામાં નાખવા ઉપજાવી કાઢેલી વસ્તુઓ નથી, પરન્તુ જીવંત જગતનો અને ઈશ્વરનો સુખરૂપ પારમાર્થિક સંબંધ જોડવાને અતિ સૂક્ષ્મબુદ્ધિથી જનકલ્યાણ માટે તપસ્વી ઋષિમુનિઓની બક્ષિસરૂપ વૈજ્ઞાનિક સત્યનો મહાન વારસો છે. એ સાચવશો અને એ પ્રમાણે વર્તશો તો સમસ્ત પ્રજા સુખી થશે એવી મારી નમ્ર માન્યતા છે.

આ જીવન પણ એક મહાન યજ્ઞ જ છે અને એની પ્રત્યેક ક્રિયા પ્રભુપ્રીત્યર્થે હોમરૂપ જ છે.

## સ્વદેશીધર્મ—રાષ્ટ્રધર્મ

આપણી સંસ્કૃતિ અને સભ્યતાને પોષક સ્વદેશી મુખ્ય છે. હવે તો આપણે દરેક વસ્તુ આપણા દેશમાં જ બનાવેલી વાપરવી પડશે—ન છૂટકે જ પરદેશમાં પૈસા મોકલી પરદેશી વસ્તુ મંગાવવી, કારણ કે દેશમાં હુન્નરઉદ્યોગ નહિ વધે અને આપણી તમામ જરૂરિયાતો આપણે આંગણે જ ઉત્પન્ન કરતા નહિ થઇએ

ત્યાંસુધી પરાધીનતા જ રહેવાની. આપણા જેવી પાંત્રીસ કરોડની મહાપ્રજાને હવે મુક્ત થયા પછી પાછું પરાધીનતામાં પડવું એ ઘણું જ શરમજનક ગણાવું જોઈએ. માટે દરેક સ્ત્રી પુરુષે કાંઈ ને કાંઈ કામ કરી વસ્તુઓ વધારવી; નવરાં બેસવું જ નહિ. નવરા બેસનારા પાપ કરે છે અને દેશ ઉપર બોજો વધારે છે. અત્યારે તો એકે એક ભારતીયે પોતાના દેશની શારીરિક, માનસિક, આધ્યાત્મિક અને આર્થિક એ ચારેય ઉન્નતિ એકધારી વધારવા તરફ તમામ શકિત કેન્દ્રિત કરવી જોઈએ. નાનામોટાની ભાવના, મતમતાંતરની ભાવના વગેરે મતભેદ ને લડાઈની ભાવના મૂકી દઈને રાષ્ટ્રને મજબૂત બનાવવાના પુણ્ય કાર્યમાં એકતાપૂર્વક લાગી જવું જોઈએ એવો મારો આપ સર્વેને આગ્રહ છે—"जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" માતા અને માતૃભૂમિ સ્વર્ગથી પણ મહાન છે.

## વ્યાયામ

આપણો દેશ આજે સૈકાઓથી શારીરિક સંપત્તિમાં પછાત પડતો જાય છે અને એની અસર દેશના સમગ્ર આયુષ્ય ઉપર થઈ છે. એનું કારણ આપણી સંસ્કૃતિનું દુર્લક્ષ્ય છે પહેલાના જમાનામાં લોકોનાં આયુષ્ય ખૂબ લાંબાં, લોકો દીર્ઘાયુષી અને ઉત્સાહી દેખાતા હતા, એને બદલે અત્યારે પ્રજાશરીર જોઈને દયા આવે છે.

અમેરિકામાં સરેરાશ જનઆયુષ્ય ૬૩ વર્ષનું છે જ્યારે આપણા ભારતમાં સરેરાશ જનઆયુષ્ય ૨૩ વર્ષોનું છે. આનું કારણ આપણાં શરીરો શક્તિશાળી કરવામાં આપણે નિષ્કાળજી રહીએ છીએ તે જ છે. શારીરિક સંપત્તિ વધારવા આપણે નિયમસર વ્યાયામ કરી આપણાં શરીરો કસવાં જોઈએ. બીડી-તમાકુ-ચા અને અન્ય માદક પદાર્થોને દુશ્મનની માફક ત્યાગવાં જોઈએ, કારણ કે

દુર્વ્યસન પ્રજાશરીરનો હ્રાસ કરે છે, અને એ આપણા દેશની આબોહવાને અનુકૂળ નથી.

## આયુર્વેદનો ઉદ્ધાર

તમામ સ્વદેશી વસ્તુઓ સાથે ખાસ ઔષધ સંબંધી આપણે આપણા આયુર્વેદનો પ્રથમ પુનરુદ્ધાર કરવો જોઈએ. પ્રાચીન કાળમાં લાખો વર્ષો સુધી આપણા લોકો આપણા ઔષધ ઉપર સારી રીતે આરોગ્ય મેળવતા, એને બદલે હવે પરદેશી દવાઓમાં આપણે કરોડો રૂપિયા ખરચી નાખવાના છંદે ચડયા છીએ. એ ધન અને તંદુરસ્તી બન્નેનો નાશ કરે છે, માટે આપણે પ્રથમ આપણી દેશી દવાઓનું સેવન કરવું પડશે. જેમ બને તેમ આપણે આપણી સાદી સ્વદેશી અને ઓછા ખર્ચવાળી પણ વિશેષ ગુણકારી દવાઓ વાપરવી જોઈએ. પરદેશી દવાઓનો મોહ છૂટવો જ જોઈએ અને તો જ આપણે સાચી તંદુરસ્તી મેળવી શકીશું. આ થાય અને આ ન જ થાય એવી રોકટોક-વાળા વિધિનિષેધને સમજાવનાર Do's અને Donts–આ કરાય અને આ ન કરાય એવી જૂની સભ્યતાની પદ્ધતિ જે અત્યારે લુપ્ત થતી જાય છે તેને ફરી જાગ્રત કરી આપણાં ખાનપાન, આપણા આહારવિહાર, આપણી રહેણીકરણી વગેરેમાં ફરીથી ઓતપ્રોત કરી દેવાથી જ આપણી સાંચી સંસ્કૃતિનો ઉદ્ધાર થઈ શકશે, કારણ કે शरीरमाद्यं खलु धर्मसाधनम् સર્વધર્મસાધન-માં મુખ્ય શરીર જ છે. અસલ સાદી ઘરગથ્થુ દવાઓ ડોશીઓ જાણતી હતી, ઘરનાં ઘણાં માણસો જાણતાં, તેવું આયુર્વેદ અને આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન નાની નાની પુસ્તિકાઓ બહાર પાડી ઘર ઘરમાં ફેલાવી દેવું જોઈએ, કારણ કે Health is wealth.

## ઈશ્વરસ્મરણ યાને હરિભક્તિ

હવે છેલ્લી પણ અતિ અગત્યની વાત કહી દઉં. અને એ છે 'ઈશ્વરસ્મરણ યાને હરિભક્તિ.' જે ઈશ્વરે આપણને આવું

અમૂલ્ય શરીર આપ્યું તેને આપણે માયામાં લપટાઈ ભૂલી જઈએ તો આપણા જેવું નગુણું કોણ હોઈ શકે? ભારતવર્ષ જેવા દેવતાઈ દેશમાં અવતરીને માણસ ઈશ્વરને ન ઓળખે તો એના જેવો હીનભાગી બીજો કોણ? મનુષ્યજન્મનું મુખ્ય ધ્યેય નરનો નારાયણ બનવાનું છે અને એ ઈશ્વરસ્મરણથી જ થઈ શકે છે. આખું જગત ઈશ્વરનું બનાવેલું છે અને એ ઈશ્વરમય છે. हरिरेव जगद् जगदेव हरिः। ઈશ્વર પોતાના ભક્તને આધીન છે, માટે જ ઈશ્વરનો-ભગવાનનો અનુગ્રહ મેળવવો હોય તો ઈશ્વરના થઈ જવું; તો જ ઈશ્વરની કૃપા ઊતરે છે, અન્યથા નહિ. અને ઈશ્વરની કૃપા વિના મનુષ્ય આ જગતમાં કાંઈ જ કરી શકતો નથી, કોઈ કામમાં વિજય પામી શકતો નથી. માટે શરીર નીરોગી છે ત્યાંસુધી ઈશ્વરસ્મરણ કરી શ્રીહરિને ઓળખવા અને એમની કૃપા સંપાદન કરી ભવસાગર તરી જવો એ જ મનુષ્યજન્મનો હેતુ છે અને એ જ જીવનના સાફલ્યની ચાવી છે.

આજે બંડખોરી, હિંસાવાદ ઇત્યાદિ જે વધી ગયાં છે અને મોંઘવારી હદપારની થઈ ગઈ છે, જેને લીધે સામાન્ય જનતા અથાગ સંકટો અને યાતનાઓ ભોગવી રહી છે, તે બધી આપત્તિઓનું મૂળ શું છે એનો વિચાર કરી આપણે એમાંથી છૂટીને રામરાજ્ય જેવી સુખ શાંતિ ને સંપત્તિ કેવી રીતે મેળવી શકીએ એનો આપ સૌ વિચાર કરશો એમ પણ હું આશા રાખું છું. આપણામાં કહ્યું છે કે યથા રાજા તથા પ્રજા; એને બદલે હવે જો 'યથા પ્રજા તથા રાજા' એમ થવાનું હોય તોપણ પ્રજા તેમજ રાજ્ય બન્ને ધાર્મિક થાય તો જ નીતિના અને સદાચારના મૂળનું પોષણ થશે, એમ હું માનું છું, કેમકે એક જાણીતી અંગ્રેજી કહેવત છે કે Morality without religion stands on sands.' ધર્મ વિનાની નીતિ રેતી ઉપરની ઇમારત

જેવી છે. માટે આપણે પ્રજામાં પણ સદાચાર સાધવાને સારુ ધર્મનાં મૂળ મજબૂત કરવાની જરૂર છે. સમય, અલબત્ત, કઠિન છે, છતાં પ્રભુ ધર્મના પક્ષમાં છે અને એ જ શ્રીકૃષ્ણ પ્રભુની કૃપા અને અનુગ્રહથી આપણું ભારતવર્ષ અનેક સંકટોને પાર કરીને પૂર્વની શાન્તિ સુખ અને સમૃદ્ધિ પ્રાપ્ત કરશે એવી હું આશા સેવું છું.

આપને માથે આ મહાન કાર્યનો ભાર આપે સ્વીકાર્યો છે એમાં પ્રભુ આપને સુયોગ, બળ, શક્તિ, ધૈર્ય અને વિજય આપે એમ હું ઇચ્છું છું. પુનઃ આપ સહુનું હું અંતઃકરણપૂર્વક સ્વાગત કરું છું અને આપે પધારવા કૃપા કરી છે એને સારુ આપનો આભાર માનું છું. જગત્પ્રભુ આપને વિજય આપો.

## આબુમાં હિંદુ ધર્મ સંમેલનના સ્વાગતપ્રમુખ

શેઠશ્રી ઉનાળામાં હવાફેર માટે જુદા જુદાં સ્થાનોએ જાય છે. એમાં આબુ જવાનો પ્રસંગ વધારે બને છે અને ત્યાં પોતાનું ભવન પણ છે, તેથી વિશેષ અનુકૂળતા રહે છે. આબુમાં શ્રીરઘુનાથજીનું મંદિર છે તેમાં સાધુ સંતો મહાત્માઓ પણ આવે છે. યાત્રાળુઓ અને હવાફેર માટે જનારા ગૃહસ્થોને રહેવા કરવાની સગવડ પણ ઘણી સારી છે. આબુમાં તા. ૨-૫-૫૧ ના રોજ હિંદુ ધર્મનું સાતમુ સમેલન યોજાયું હતું તેના સ્વાગત-પ્રમુખ તરીકે શેઠશ્રીએ પોતાના વિચાર ટૂંકમાં જણાવ્યા હતા.

આ સપ્તમ હિંદુ ધર્મ સંમેલનમાં આપ સર્વેને આવકારતાં મને ખૂબ જ આનંદ થાય છે. આ સંમેલન આજે આ પવિત્ર સ્થળે ભરાય છે એ પણ એક સુવર્ણયોગ છે. આ આબુ પર્વત પર ઘણા ઋષિમુનિઓએ ખૂબ તપ કર્યું હતું, આ જ સ્થાનેથી પવિત્ર સરસ્વતી નદી ઉદ્‌ભવી છે, આ જ સ્થાને શ્રી અંબાજીનું સ્થાન છે; ગુજરાતનાં પ્રખ્યાત જૈન મંદિરો-દેલવાડાનું સ્થાન પણ આ જ પર્વતમાં છે. આ મંદિરોની કોતરણી સારાયે ભારતમાં વખણાય છે. ગુજરાતનું ઊંચામાં ઊંચું સ્થાન આ જ પર્વતો છે. આની ઊંચાઈ લગભગ ૪૦૦૦થી ૫૫૫૦ ફૂટ સુધી છે. આ પર્વતમાં શ્રીરઘુનાથજીનું મંદિર બહુ જ ઉલ્લેખનીય છે. આ પર્વતમાં અનેક પ્રકારની વનસ્પતિઓ છે. આમ આ પર્વત ઘણા જ પ્રાચીન કાળથી ધર્મપ્રેમી જનતાનું પ્રિય સ્થાન છે. આવા સુંદર સ્થાનમાં આપ સર્વેને આવકારતાં મને ઘણો જ આનંદ થાય છે.

આ સપ્તમ ધર્મ સંમેલન પહેલાં છ સંમેલનો ભરાઈ ગયાં છે. આટલા વખતથી આપણે ધર્મમાં જાગૃતિ લાવવા આ સંમેલનો ભર્યાં છે. ધર્મમાં જાગૃતિ એ એક આવશ્યક વસ્તુ છે.

ધર્મ વડે જ આપણે સર્વે આત્માનો આનંદ લઈ શકીએ છીએ. ઘણા જ પ્રાચીન વખતથી ભારતવર્ષમાં ધર્મનું ઊંચું સ્થાન રહ્યું છે. અનેક યુગોમાં ઘણા જ પ્રહારો થવા છતાં હિંદુ ધર્મ એવો જ અડગ ઊભો છે. આ આપણી ધર્મપ્રિયતાનો તાદૃશ ચિતાર છે. હાલના યુગમાં આપણો ધર્મઝંડો જાગ્રત રાખવાની જરૂર છે. આજે ધર્મમાં રાજ્યની ડખલગીરી આપણે અનુભવીએ છીએ એ માટે આપણે પોતે જ જવાબદાર છીએ, કારણ કે હવે પરદેશી રાજ્ય નથી. સુભાગ્યે ભારતવર્ષ હવે સ્વતંત્ર થયું છે. આની સાથે આપણી જવાબદારી વધી છે. આજે પ્રજાની જવાબદારી વધી છે એની સાથે ધર્મગુરુઓની જવાબદારી વિશેષ વધી છે. ધર્મમાં પ્રાણ પૂરવામાં ધર્મગુરુઓએ વિશેષ ભાગ ભજવવો જોઈએ.

આપણે એકઠા મળી કેવળ ઠરાવો કરી છૂટા પડીએ એટલું જ બસ નથી, પણ આપણે ઉપદેશકો તૈયાર કરવા જોઈએ, ગામે ગામ ફરી ઉપદેશ કરી ધર્મ તરફ પ્રજાને સતત જાગ્રત રાખવી જોઈએ. સાથે સાથે પ્રજાની પણ એટલી જ જવાબદારી છે. બધા જ શિક્ષણનું પ્રથમ સ્થાન ઘર છે. ત્યાં આપણે ધાર્મિક શિક્ષણ બાળકોને સતત આપવું જોઈએ અને ધર્મના સંસ્કાર રેડવા જોઈએ. આ બાબતમાં ગુજરાતની પ્રજા બીજા વિભાગોની પ્રજા કરતાં પાછળ છે. મહારાષ્ટ્રની પ્રજા આપણા કરતા આગળ છે, ઉત્તર પ્રદેશની પ્રજા આગળ છે, એમ આપણે પણ આગળ રહેવા પ્રયત્ન કરવો જોઈએ.

હાલમાં ધાર્મિક જનતા ઉપર અનેક આક્રમણો થાય છે. એ આક્રમણોને નિવારવાનો રસ્તો ધાર્મિક જાગૃતિ છે. હમણાં જ સરકારે હિંદુ કોડ બિલ–મંદિરપ્રવેશ બિલ વગેરે બિલો પસાર કરી હિંદુ સંસ્કૃતિ પર આક્રમણ કર્યું છે. એને રોકવા માટે આ સંમેલને વિચાર કરવાનો છે. આ દેશમાં પ્રજાને ચોખ્ખાં

ઘી દૂધ મળે, ફરીથી નવજીવન પ્રાપ્ત કરી શકે. એ માટે પ્રાણી-સૃષ્ટિને બચાવવી એટલી જ જરૂરી છે. ખેતીને જીવન આપવા માટે પણ એઓને બચાવવા જરૂરી છે. આથી દેશમાં ગોવધ-પ્રતીબંધક કાયદો કરવો જરૂરી છે. મને આશા છે કે આ સંમેલનથી આ અને આવા અનેક વિચારો પર નવું સમજવાનું મળશે, ગુજરાતની જનતાને યોગ્ય દોરવણી મળશે, ફરીથી ગુજરાત હિંદની વાડી બની રહે એવા પ્રયત્નો થશે.

ગુજરાતની જનતા ધર્મપ્રેમી છે. જરાક જેટલી તુકતેચીની કરતાં ફરીથી જાગી ઊઠશે અને ધર્મનું પાલન કરી સુખી થશે.

આજે શ્રીમદ્ શંકરાચાર્ય જેવા આપણી વચમાં છે, એટલે દોરવણી જરૂર મળી રહેશે અને પ્રજા આ આવકારને વધાવી લેશે.

ફરીથી એક વાર આપ સર્વેનું હાર્દિક સ્વાગત કરું છું.

(૧૧)

## અમદાવાદ વેદમંદિરમાં વેદનારાયણની પ્રતિષ્ઠા

અમદાવાદના વેદમંદિરમાં વેદનારાયણ ભગવાનની પ્રતિષ્ઠા વખતે ભારતના ઘણા સુપ્રસિદ્ધ સંતો અને વિદ્વાનો પધાર્યા હતા, એ સમારંભના સ્વાગતપ્રમુખ તરીકે શેઠશ્રીએ વેદમહિમા ગાયો હતો.

આજે અમદાવાદને આંગણે વેદમંદિરમાં મોટો ઉત્સવ ઊજવાઈ રહ્યો છે તેમાં ભારતભરના સંતો, સાધુ મહાત્માઓ, પંડિતો વગેરે પધાર્યા છે, એઓ પોતાના જ્ઞાનઉપદેશનો મધુર પ્રવાહ રોજ રેડી રહ્યા છે, અને આપણને એમનાં દર્શન, ઉપદેશ અને સત્સંગનો લાભ આપી રહ્યા છે. એ ઉપરાંત આ ઉત્સવમાં ભાગ લેવાને માટે બહારથી પણ ઘણા ભાવુક ભક્તજનો આવેલા છે, તે બધા મહેમાનોને હૃદયથી આવકાર આપતાં હું આનંદ અનુભવું છું.

આપણું આ અમદાવાદ ભાગ્યશાળી છે. અહીં પુણ્યનાં ઘણાં કામ થાય છે. સાધુ સંન્યાસી મંડલેશ્વરો વગેરે અહીં વારંવાર પધારીને ધર્મનો સારો પ્રચાર કરે છે. વેદદર્શનાચાર્ય મહામંડલેશ્વર **સ્વામી શ્રીગંગેશ્વરાનંદજી** મહારાજ તથા **સ્વામીશ્રી સર્વાનંદજી** મહારાજ ઘણાં વર્ષોથી પધારીને આપણને એમના જ્ઞાન–ઉપદેશનો અનેરો લાભ આપે છે. એમનાં જ પ્રયત્ન અને કૃપાથી આ વિશાલ વેદમંદિરનું નિર્માણ થયું છે, જ્યાં અનેક સંતો, પંડિતો, ભક્તજનો વગેરેનાં વ્યાખ્યાન ભજન કીર્તન વગેરે ચાલુ રહ્યા કરે છે. એ સ્વામીજીના જ ઉત્સાહથી આજે શ્રીવેદનારાયણ પુરુષની મૂર્તિપ્રતિષ્ઠા થઈ છે અને એ નારાયણની મહાપૂજાની ઉદ્‌ઘાટનવિધિ પેટલાદવાળા **શેઠશ્રી રમણલાલ કેશવલાલ પરીખને** વરદ હાથે થવાની છે, એ આપણા બધાને માટે અપૂર્વ લહાવો છે.

વેદોનો મહિમા દરેકે જાણવો જોઈએ. આજે આપણો ભારત દેશ ઘણો દુઃખી જણાય છે. પૂરતાં અનાજ પાણી મળતાં નથી. બીજાં પણ અનેક સંકટો છે. આ બધાંનું કારણ મને તો એમ લાગે છે કે આપણે આપણો ધર્મ પાળવાનું ભૂલી ગયા છીએ અને અનાચાર-અનીતિના પંથે દોરવાઈ ગયા છીએ. પરિણામે, આપણે ઈશ્વરને પણ માનતા નથી, પછી ઈશ્વર આપણી પર કયાંથી રાજી રહે? જો આપણે ધર્મ કર્મ કરીએ નહિ તો આપણે શી રીતે સુખી થઈએ?

અંગ્રેજો અહીં આવ્યા, રાજ્ય કર્યું અને પોતાની કેળવણી રહેણીકરણી વગેરે મૂકતા ગયા. એમાંથી હજી આપણે મુક્ત બન્યા નથી. દરેક દેશને પોતાનો ધર્મ, પોતાની રહેણીકરણી, પોતાની સંસ્કૃતિ વગેરેનું ગૌરવ હોય છે; હોવું જોઈએ; તે જ રીતે આપણે પણ આપણા દેશના ગૌરવને છાજે તેવો પ્રયત્ન કરવો જોઈએ. બીજાનું સારું જરૂર લેવું, પણ આપણું ભૂલી જવું નહિ જોઈએ. આપણે ત્યાં કોઈ વાતની ખોટ નથી. વેદોમાં બધાં જ્ઞાન ભરેલાં છે, પરંતુ આજે વેદોને જાણનાર સમજનાર ઓછા છે. હિન્દી અને ગુજરાતી ભાષામાં વેદોનાં અનુવાદો-વિવેચનો થવાં જોઈએ. આ દિશામાં પંડિત સાતવળેકરજી ખૂબ જ પ્રયત્ન કરી રહ્યા છે. એમનું સ્વાધ્યાય મંડળ વેદોનો ખુબ પ્રચાર કરે છે, એમના પ્રચારમાં આપણે સાથ આપવો જોઈએ.

વેદો એ ભગવાનની દિવ્ય વાણી છે. ભગવાન શ્વાસ લે તેટલી સરળતાથી આ વેદવાણી ભગવાનના હૃદયમાંથી પ્રગટ થઈ છે. આપણને એક વાકય ગોઠવીને બોલવામાં મહેનત પડે છે. ભગવાન તો સર્વશક્તિમાન અને સર્વસમર્થ છે, એટલે એમણે વેદોમાં અખૂટ જ્ઞાનભંડાર રજૂ કર્યો છે. ભગવાને બ્રહ્માજીને સૌથી પ્રથમ વેદવાણીનો ઉપદેશ આપ્યો હતો. અત્યારે આ વેદ-મંદિરમાં આપણી સામે જે શ્રીવેદનારાયણ ભગવાનની ચાર ભુજા-

વાળી પ્રસન્ન સૌમ્ય મુદ્રા ધારણ કરનારી આ મૂર્તિ સ્થાપવામાં આવી છે તેમાં પણ ગૂઢ ભાવ રહેલો છે. 'સૃષ્ટિના આરંભમાં બ્રહ્માજી બધું ભૂલી ગયા હતા; સૃષ્ટિ કેવી રીતે રચવી એ જ્ઞાન પણ વીસરી ગયા હતા. એમણે ભગવાનની સ્તુતિ કરી અને નારાયણ ભગવાન સ્વયં પ્રગટ થયા અને એમણે બ્રહ્માજીને વેદોનો ઉપદેશ આપ્યો. એ ઉપદેશ પ્રગટ થતાંની સાથે જ બ્રહ્માજીને સૃષ્ટિ રચનાની પ્રેરણા જાગી અને એમણે આ ઉત્તમ પ્રકારની સૃષ્ટિ રચી. એ જ ભગવાન નારાયણ આપણા હૃદયમાં પ્રગટ થાય તો આપણે પણ ઘણું કામ કરી શકીએ. વેદોમાં ઋષિમુનિઓએ ભગવાનનો ઉપદેશ લઈ પોતાના જીવનને પવિત્ર દિવ્ય સદાચારી બનાવ્યું છે; એ ઋષિમુનિઓ વેદના ઉપદેશથી જ તેજસ્વી, બળવાન, દીર્ઘજીવી અને નીરોગી જીવન ગાળતા હતા. એ વેદોના અભ્યાસ-ઉપદેશનો પ્રતાપ હતો. વેદોનો મહિમા આપણા દેશમાં પરાપૂર્વથી ચાલ્યો આવે છે. આપણે વેદોની પૂજા કરીએ છીએ એ બરાબર છે, કારણ કે એ ભગવાનની વાણી છે અને તેથી એ ભગવાનનું સ્વરૂપ છે. પરંતુ એકલી પૂજા કરવાથી આપણું કાંઈ વળશે નહિ; એમાં જે ઉપદેશો ભરેલા છે તેને સમજીને આપણા જીવનમાં એનો અમલ કરવો જોઈએ. ઋષિમુનિઓ તેજસ્વી, દીર્ઘજીવી અને નીરોગી હતા, તો આપણે પણ એ જ ઋષિમુનિઓનાં સંતાનો છીએ; આપણે પણ જો શ્રદ્ધા રાખીને સદાચારી બનવાનો પ્રયત્ન કરીએ તો આપણે પણ એમના જેવા બનીશું. આજના યુવાનોએ તો ખાસ કરીને વેદોને ભણી ગણી એનું જ્ઞાન મેળવી લેવું જોઈએ. ડૉકટરી વિદ્યા છોડીને આપણે આયુર્વેદની દવાઓ કરવી જોઈએ. ઋષિમુનિઓ નિત્યનિયમિત કસરત કરતા, ઈશ્વરની ભક્તિ કરતા અને સાદું સંયમી જીવન જીવતા હતા. આપણે એમાંનું કશું કરતા નથી, તેથી આપણા બાંધા કમજોર બની ગયા છે, શરીરનાં બળ-તાકાત ચાલ્યાં ગયાં છે, અને જીવન-આયુષ્ય ટૂંકાં થઈ ગયાં છે. કસરત-

વ્યાયામની ખૂબ જ જરૂર છે. આયુર્વેદ પણ વેદ જ છે; એનો પ્રચાર થવો જોઈએ. આજના ધાન્યમાં પણ રસકસ રહ્યા નથી, કારણ કે આપણા દેશનું ગોધન નાશ પામ્યું છે. વેદોમાં ગાયનો ખૂબ મહિમા ગાયો છે; એને દેવોની માતા કહી છે. માતા એટલે આપણું પાલન પોષણ કરનારી. ગાયનાં દૂધ ઘીનાં સેવનથી આપણા સાત્ત્વિક ગુણો અને બુદ્ધિમાં વધારો થાય છે; માટે તો આપણા ઋષિમુનિઓ સાત્ત્વિક-શાંત હતા.

વેદોમાં તો ઘણું ઘણું ભરેલું છે, પરંતુ વેદોને જાણનારા આજે ઘણા ઓછા છે. અંગ્રેજો અને જર્મન વિદ્વાનોએ વેદોને જાણવા સમજવા ઘણી મહેનત ઉઠાવી છે અને એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. જર્મન અને અંગ્રેજી ભાષામાં વેદોના અનુવાદો થયા છે.

ગુજરાતમાં અને અમદાવાદમાં ચાર વેદ ભણનારા બ્રાહ્મણો છે; પરંતુ વેદ ભણનારાઓની સમાજ સારી રીતે કદર કરી શક્યો નહિ, એટલે વેદનાં પઠન પાઠન ઓછાં થઈ ગયાં. વેદ-મંદિરમાં વેદગ્રંથોનું સારું પુસ્તકાલય છે. એ સાથે વેદ પાઠશાળા ઊઘડે અને ગુજરાતના બ્રાહ્મણ બાળકોને વેદના અભ્યાસ માટે પૂરતી સગવડ કરી આપવામાં આવે તો વેદનો મહિમા સારી રીતે સમજાય. ભારતને સ્વતંત્રતા મળ્યા પછી આપણે આપણાં સંસ્કૃતિ, સદાચાર અને ધર્મને સમજવા તેમજ પ્રચાર કરવા પ્રયત્ન કરવો જોઈએ. દરેક દેશને પોતાના ધર્મ અને સદાચારનું ગૌરવ હોય છે અને હોવું જોઈએ; એ જ રીતે આપણે પણ આપણા દેશના ગૌરવને છાજે તેવો પ્રયત્ન કરવો જોઈએ. ભગવાન આપણને બધાને સદ્બુદ્ધિ આપે.

## (૧૨)

## સ્વામીશ્રી કરપાત્રીજીના સત્કાર-સમારંભે

અખિલ ભારતીય ધર્મસંઘના નેતા અને પ્રખર સનાતની સંન્યાસી શ્રીકરપાત્રીજી મહારાજનો ધર્મપ્રચાર પ્રવાસ ગુજરાતનાં ગામડાંઓમાં યોજાયો હતો, તેની શરૂઆત અમદાવાદથી થઈ હતી, એ પ્રસંગે સ્વામીજીનો સત્કાર કરતાં એમના પ્રત્યે શેઠશ્રીએ બહુમાન પ્રગટ કર્યું હતું.

આજે ભારતની એક મહાન સંતવિભૂતિનું સ્વાગત કરતાં આપણાં બધાંનાં હૃદયો હર્ષથી ભાવભીનાં બને છે. સ્વામી શ્રી-કરપાત્રીજી મહારાજનો પરિચય આપવાનો હોય નહિ. વર્ષમાં એકાદ વખત તો આપણને બધાંને એમનાં દર્શન અને પ્રવચન વગેરેનો લાભ થાય છે જ. આપણી નગરી પર એમની સારી કૃપા છે.

સ્વામી મહારાજશ્રી અહીં પહેલી વાર પધારતા નથી; પરંતુ એઓશ્રીનું આ સમયનું આગમન એક ખાસ હેતુસર છે. પંદર દિવસના ટૂંકા ગાળામાં એઓશ્રી મહાગુજરાતનાં નાનાં મોટાં શહેરોની મુલાકાતે પધારવાના છે અને ગુજરાતની પ્રજાને એમનાં દર્શન-પ્રવચનો વગેરેનો લાભ મળવાનો છે.

આ પ્રવાસનું મંગળાચરણ આપણા શહેરથી શરૂ થાય છે એ આપણાં બધાંનાં અહોભાગ્ય છે. અહીં એઓ બે દિવસ રોકાવાના છે, ધર્મના પ્રચાર અર્થે તેમજ ગોરક્ષાને અર્થે એમણે જે અનેક સેવાઓ કરી છે અને પ્રજાજનોનાં હૃદયોને મીઠાં મધુરાં પ્રવચનોથી આનંદિત કર્યાં છે તેનાથી સ્વામીશ્રીએ

આપણા હૃદયમાં ઉત્તમ સ્થાન મેળવ્યું છે. એમની મધુર વાણી સાંભળીને આપણે બધા કર્તવ્યપરાયણ બનીએ તેમજ એમણે બતાવેલા ધર્મના માર્ગે પ્રયાણ કરીએ. આપણે આટલું કરીશું તોપણ એમના ધર્મપ્રચારમાં વ્યક્તિગત ફાળો આપ્યો ગણાશે અને તો જ આપણે બધા ભેગા મળીને એમનું જે સ્વાગત કરી રહ્યા છીએ તેની સફળતા ગણાશે.

અમદાવાદના સર્વ નાગરિકજનો પ્રતિ મારી તો એ નમ્ર વિનંતિ છે કે આપ સૌ સ્વામીજી મહારાજના ધર્મપ્રચારમાં તન મન અને ધનથી જે યત્કિંચિત્ સેવા બને તે જરૂર કરશો.

## (૧૩)

# વેદપ્રદર્શનનું ઉદ્ઘાટન

અમદાવાદ રામાયણ પ્રચાર સમિતિ તરફથી અમદાવાદના જાણીતા વિદ્વાન શ્રી. વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતનાં વેદ પર વ્યાખ્યાનો યોજવામાં આવ્યાં હતાં, તેના મંગલ પ્રવચન માટે વેદમૂર્તિ શ્રી શ્રીપાદ દામોદર સાત-વળેકરજી પધારેલા હતા. આ સાથે વૈદિક પુસ્તકોનું એક પ્રદર્શન શેઠશ્રીના હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું, તે વિશે શેઠશ્રીએ બે શબ્દો કહ્યા હતા

આજે આપણી આ સમિતિમાં વેદ જેવા બહુમૂલ્ય ગ્રંથોનાં દર્શન ગોઠવવામાં આવ્યાં છે અને એ પ્રદર્શન મારે હાથે ખુલ્લું મુકાયેલું હું જાહેર કરું છું.

આજે આ ગ્રંથોનાં દર્શન કરવાને આપણે બધા સદ્ભાગ્ય-શાળી બન્યા છીએ; એનો યશ આ સ્વાધ્યાય મંડળને મળે છે. ત્રીસ વર્ષની એકધારી સેવા કરી આ મંડળે આપણી પાસે આપણા સાહિત્યનો સાચો ખજાનો મૂક્યો છે. આ મંડળની સ્થાપના કરનાર પંડિતજી સાતવળેકરજી આપણી પાસે હાજર છે. એઓ ૮૬ વર્ષની વયે પણ આજે જુવાનોને શરમાવે તેટલી તાકાત ધરાવે છે અને વેદસેવાનું કાર્ય એકધારા ઉત્સાહથી કરે છે; એમનો પણ આ પ્રસંગે મારે આપના તરફથી આભાર માનવો જોઈએ.

વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત, ભાગવત વગેરે સાહિત્યથી જગતમાં ભારત દેશનું ગૌરવ ગણાય છે. આ સાહિત્ય આપણું છે, પરંતુ આપણામાંના ઘણા એવા છે જેમણે આ સાહિત્યનાં દર્શન પણ કર્યાં નહિ હોય. પશ્ચિમના વિદ્વાનોનું ધ્યાન આ વેદસાહિત્ય તરફ ગયું, એમણે ઘણાં કષ્ટો વેઠીને આ સાહિત્યનો અભ્યાસ કર્યો, અને એમને જે સમજાયું તે

એમણે લેખો અને ગ્રંથોથી, અનુવાદો અને વિવેચનોથી બીજાને સમજાવ્યું એ એમની સેવા ઓછી ન ગણાય. એમની તોલે તો આપણે આપણા સાહિત્યને સમજવા માટે ઘણી ઓછી મહેનત કરી છે.

પહેલાં તો વેદો જોવાને પણ મળતા નહિ. આજે તો આપણે ઘેરે ઘેર વેદોને વસાવવા જોઈએ અને એનો અભ્યાસ કરવો જોઈએ. આપણે જો આ વેદો વાંચીશું, વિચારીશું તો આપણને એ જોવાનું મળશે કે ઋષિઓ પોતે કેવું જીવન જીવતા હતા. એ વખતનો ગુરુશિષ્યનો સંબંધ બાપ દીકરા જેવો હતો. એમનાં જીવન ઘણાં સુખી હતાં અને એઓ સો વર્ષ તો સુખેથી નીરોગી રીતે જીવતા હતા.

વેદોમાં પરમેશ્વરની ભક્તિનાં કેટલાંય સ્તોત્ર-સૂક્તો છે. ઇંદ્ર, અગ્નિ, વરુણ એ તો ભગવાનનાં જુદાં જુદાં નામ રૂપ છે. એમની ઉપાસનાથી આપણે શુદ્ધ કર્મો કરતા શીખ્યા. આપણા જીવનમાં એમને માટે ભક્તિભાવ જાગ્યો.

રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવત એ પુરાણો તો વેદનાં પાકેલાં ગળી ગયેલાં ફળ છે. એમાં મીઠાશ અને મધુરતાથી ભગવાનનાં ગુણગાન ગાવામાં આવે છે. ભગવાનની ભક્તિથી આપણે સંસારનાં દુઃખ દર્દો ભૂલી જઈએ છીએ. ભગવાનની કથા તો અમૃત છે, એનું પાન તો વારંવાર કરવું જોઈએ. અને એનું સેવન કરીશું તો જ આપણા હૃદયના મેલો ધોવાશે. ભાગવતનાં દર્શન કરતાં જ આપણા હૃદયમાં ભગવાન જાગે છે, તે જ રીતે વેદોનાં દર્શન કરતાં જ આપણા હૃદયમાં વેદ ભગવાન જાગે અને એ વેદ ભગવાન આપણને સાચા માર્ગે દોરી જાય અને આપણાં અજ્ઞાન અંધકાર દૂર કરે, એવી આપણે ભગવાન પાસે પ્રાર્થના કરીએ.

આ સાથે અમદાવાદના જાણીતા વિદ્વાન શ્રી વિષ્ણુદેવ પંડિત પંદર દિવસ સુધી વેદો પર પ્રવચન કરવાના છે, તેનો લાભ આપણે ઉઠાવીએ અને વેદવાણીનાં અમૃતપાન કરીએ!

## (૧૪)

# પરદેશગમન વિશે

પોતાના દીકરા શ્રી ચરણભાઈ તથા પોતાના જમાઈ શ્રી રમણભાઈ પરદેશયાત્રા માટે જવાના હતા, તેમના માનમાં એક સત્કારસમારંભ યોજ્યો હતો, તેમાં પોતાના વિચારોને નિખાલસપણે રજૂ કરતાં શેઠશ્રીએ ટૂંકું પણ મનનીય પ્રવચન કર્યું હતું.

આજના પ્રસંગમાં ભાગ લેવા આપ સહુ પધાર્યા છો તેથી મને આનંદ થાય છે. પ્રથમ મારા વિચારો પરદેશગમનની વિરુદ્ધ હતા. પરદેશ જવાથી ધર્મભ્રષ્ટતા આવે છે, મનુષ્ય પોતાનું આર્યત્વ ગુમાવે છે અને વટલાઈ પરધર્મલક્ષી બને છે એવી મારી માન્યતા હતી, પરંતુ છેલ્લાં દશ વર્ષથી મારા એ વિચારોમાં પરિવર્તન આવ્યું છે અને મને ખાતરી થઈ છે કે મનુષ્ય પોતે પોતાનો ધર્મ ખરેખર સમજતો હોય તો પરદેશમાં પણ પોતાનો ધર્મ સાચવીને ચાલી શકે છે અને પોતાના જીવનમાં ભ્રષ્ટતાને દાખલ થવા દેતો નથી.

પરદેશોમાં મુસાફરી કરવાથી ઘણા ફાયદા થાય છે. ત્યાંની રહેણીકરણી, સમાજવ્યવસ્થા, ચોખ્ખાઈ, નિયમિતપણું, ઉદ્યમીપણું વગેરે નજરે જોઈ પાઠ લઈ શકાય છે. તેમજ પરદેશોમાં વિજ્ઞાનનો જે વિકાસ થઈ રહ્યો છે અને વિજ્ઞાનને જીવનવ્યવહારમાં કેવી રીતે ઉપયોગી બનાવાય છે એનો જાતિ-અનુભવ મેળવી શકાય છે. હાલમાં રેડિયો, મોટરો, એરોપ્લેન વગેરે જુદી જુદી જાતનાં મશીનો એમણે તૈયાર કરી દુનિયાને એમણે એકબીજાની નજદીક લાવી દીધી છે.

જાપાનની મુસાફરીમાં ચરણભાઈ, ચીનુભાઈ વગેરે ૫૦ છોકરાઓ ગયેલા. જાપાનમાં જઈ ત્યાંનાં કારખાનાં જોયાં, જુદા

જુદા ઉદ્યોગો જોયા અને ત્યાંનો અનુભવ મેળવ્યો. આજે એમાંના ઘણા સારી સ્થિતિમાં આવી ગયા છે.

પરદેશના લોકો પાસેથી આપણે ઘણું શીખવાનું છે. ત્યાંના લોકો બહુ ઉદ્યમી છે. કોઈ માણસ આળસ કરી બેસી રહેતો નથી. એમનામાં નિયમિતપણું તેમજ પ્રામાણિકતા ઘણી છે. કોઈની કોઈ ચીજ ખોવાઈ જાય તો જેને જડે તે પોતે હજમ કરી જવાની દાનત રાખતો નથી, પણ એનો માલિક જડે તો એને પહોંચાડે અથવા તો પોલીસ-ચોકીએ પહોંચાડે. છાપાનો ફેરિયો છાપાં મૂકી ચાલ્યો જાય. ખરીદનારાઓ પોતાને એમાંથી જે છાપું જોઈતું હોય તે લઈ જાય અને એની કિંમત ત્યાં મૂકી દે. સાંજે ફેરિયો ત્યાં આવે ત્યારે પૂરેપૂરા પૈસા ત્યાં પડેલા હોય એવી એ લોકોની પ્રામાણિકતા છે.

પરદેશના લોકોની તંદુરસ્તી પણ બહુ સારી હોય છે. એઓ ખુલ્લી હવામાં ફરનારા અને કસરતમાં રસ લેનારા હોય છે અને તેથી એમની તંદુરસ્તી સારી હોય છે. એમની ઊંચાઈ જોઈએ તો આપણા લોકો એમની સરખામણીમાં વામણા લાગે છે. બીજું એક કારણ, એઓ આપણી માફક લગ્નજીવનમાં દાખલ થવાની ઉતાવળ કરતા નથી. એમનામાં સંઘ-જીવનની ભાવના ઘણી હોય છે અને દેશને ખાતર કોઈ પણ બલિદાન આપવા એઓ તૈયાર હોય છે.

એમની નીતિભાવના પણ ઘણી સરસ હોય છે. સ્ત્રીઓને એઓ પૂરતું સંમાન આપે છે અને એમના દેશમાં કોઈ પણ સ્ત્રી નિર્ભયપણે ગમે ત્યાં એકલી ફરી શકે છે.

ત્યાંનાં માણસોમાં દોષો પણ હશે, પણ આપણે તો એમનામાં જે જે ગુણો હોય તે જોવા અને ગ્રહણ કરવા.

અંતમાં, ચરણભાઈ તથા રમણભાઈ એમની પરદેશયાત્રામાંથી સુખરૂપ નિર્વિઘ્ને પાછા ફરે એવી તમારી સહુની શુભેચ્છામાં હું સામેલ થઉં છું.

## (ખ) જ્ઞાતિસેવા

(૧) લાડ પરિષદ
(૨) જ્ઞાતિના યુવકોને

## (ક) ઉદ્યોગ અને વ્યવસાય

(૧) અમદાવાદ મિલ એસો. નું ભાષણ English
(૨) નાગપુર પાયોનિયર એસોનું "
(૩) ઔદ્યોગિક પ્રદર્શન "
(૪) દેના બેન્કની શાખાઓનાં ઉદ્‌ઘાટન
(૫) એક્ષચેન્જ બેન્કનું ઉદ્‌ઘાટન
(૬) સેન્ટ્રલ બેન્કની શાખાનું ઉદ્‌ઘાટન
(૭) દીપક જન૦ ઇન્સ્યુ૦ કું. લિ૦ ૧૯૫૨ નું ભાષણ
(૮) વિજય મિલ્સની રજત જયંતી

# (ખ) જ્ઞાતિસેવા

## (૧) લાડ પરિષદ

તા. ૨૫-૧૨-૪૭ ના રોજ મુંબાઈ મુકામે માધવ બાગમાં તૈયાર કરેલા ભવ્ય મંડપમાં લાડ પરિષદનું પ્રથમ અધિવેશન મળ્યું હતું, તેના પ્રમુખસ્થાને શેઠશ્રીની વરણી થઈ હતી. મુંબાઈ સ્ટેશને શેઠશ્રીનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું; પ્રમુખસ્થાનેથી પ્રવચન કરતાં, શેઠશ્રીએ જ્ઞાતિના ઉત્કર્ષ માટે ઘણા જ મનનીય વિચાર રજૂ કર્યા હતા.

સમસ્ત લાડ જ્ઞાતિની આ પ્રથમ પરિષદના મંગળ પ્રસંગે આપે મને સુકાન સોંપ્યું છે એ માટે આપનો હું હાર્દિક આભાર માનું છું. જ્યારે મારી આસપાસ સમર્થ વિદ્વાન ગૃહસ્થો અને બહેનોને જોઉં છું, ત્યારે આપણી જ્ઞાતિના કાર્યકર્તાઓ અને વર્ષોથી સેવા આપતાં ભાઈ બહેનોની હાજરી ઉપર મારી નજર પડે છે, અને મને ઘડીભર એમ લાગે છે કે મને પ્રમુખપદ આપવામાં આપે મારા પ્રત્યે પક્ષપાત તો નથી કર્યો શું ! પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારવામાં મારી યોગ્યતા અને પ્રમુખસ્થાનની જવાબદારીનો મને પૂરેપૂરો ખ્યાલ છે. આપણી જ્ઞાતિની યત્કિંચિત્ સેવા કરી શકું એ ભાવનાથી પ્રેરાઈને મેં પ્રમુખપદ સ્વીકાર્યું છે. આ પરિષદના સફળ સંચાલનમાં આપનાં મારા પ્રત્યેનાં પ્રેમ અને સદ્ભાવ મને મારી ફરજ બજાવવા હિંમત આપશે અને આપના સહકારથી અને ઇષ્ટદેવની કૃપાથી પરિષદનું કાર્ય દરેક રીતે ફતેહમંદ થશે એવી મને પૂરેપૂરી ખાતરી છે.

આ પરિષદનું કાર્ય શરૂ કરતાં પહેલાં આપણે કયા સંજોગોમાં ભેગા થયા છીએ એનો આપણે વિચાર કરીએ. બસો વર્ષોની ગુલામી પછી આપણો દેશ સ્વતંત્ર થયો છે. તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ હિંદુસ્તાન ઇતિહાસમાં સુવર્ણદિન તરીકે ગણાશે.

આ દિવસે આપણે આઝાદ થયા. આપણા દેશનો વહીવટ આપણા ચૂંટેલા માણસોના હાથમાં આવ્યો છે અને હવે આપણી સંસ્કૃતિને અનુરૂપ દેશનું ઘડતર કેળવણીવિષયોમાં, સામાજિક વિષયોમાં, આર્થિક અને રાજદ્વારી ક્ષેત્રોમાં થશે. આપણા નેતાઓના આ કાર્યમાં આપણે કેવી રીતે ફાળો આપી શકીએ એ જોવાનું કામ આ પરિષદનું છે. દેશનેતાઓને પ્રજાના સહકાર વિના કોઈ પણ કાર્ય કરવું ઘણું મુશ્કેલ લાગશે. માટે જ પ્રજાના એક ભાગ તરીકે આપણે એમના હાથ મજબૂત બનાવવા જોઈએ. દેશ, કાળ, સંજોગોને લક્ષમાં રાખીને આપણે આપણો કાર્યક્રમ ઘડવો જોઈએ.

જગતના દેશોમાં હિંદુસ્તાનની સંસ્કૃતિ અનેરી છે. યુગ-પુરુષ મહાત્મા ગાંધીજીની દોરવણી નીચે જે અહિંસક રીતે આપણે આઝાદી મેળવી છે તે દુનિયાના ઇતિહાસમાં અજોડ છે. આપણા દેશે કોઈનાં મુલક કે મિલકત પચાવી પાડવાનો ઈરાદો રાખ્યો નથી. વર્ષોથી પરદેશીઓ આપણને લૂંટતા આવ્યા હતા અને જીવનના દરેક ક્ષેત્રમાં આપણને નિચોવી નાખ્યા છે, છતાં પણ સંસ્કૃતિના બળે આપણે ટકી રહ્યા છીએ. આપણે આપણો હાથ બીજા કોઈના ખિસ્સામાં નાખ્યો નથી. જર્મની અને જાપાન જગતની મદોન્મત્ત સત્તાઓ હતી તેઓની આજે શી દશા છે? જે લોકોએ પારકા લોકોની સ્વતંત્રતા લૂંટી લીધી હતી તેઓ પોતે જ પોતાની જ સ્વતંત્રતા ગુમાવી બેઠા છે. એઓ હાલ બેહાલ થયા છે. આના ઉપરથી આપણે બોધપાઠ લેવાનો કે નીતિ વિનાનું ધન કે સત્તા લાંબો વખત ટકતાં નથી. નમ્ર અને ચારિત્ર્યવાન દેશો સુખેથી રહી શકે છે અને સમૃદ્ધ થાય છે.

આજે હિંદ આઝાદ થયા પછીની પ્રથમ લાડ પરિષદના પ્રમુખ થવાનું હું મારું સદ્ભાગ્ય સમજું છું. આપણી જ્ઞાતિની ભવિષ્યની પ્રજાની કેળવણી ઉપરાંત બીજી અનેક દિશામાં

પ્રગતિ વધે તેવી હિલચાલનો પાયો નાખવાને આજે આપણે મળ્યા છીએ. આવી પરિષદથી કયાં ભાઈબહેનનું હૃદય આનંદથી ન છલકાઈ જાય! આપણી જ્ઞાતિની સ્થિતિ સુધરે અને આપણી જ્ઞાતિ બીજી વણિક કોમોમાં આગેવાન ગણાય એવું અભિમાન આપણામાંના દરેકને હોય એ સ્વાભાવિક છે, અને એવી ઊર્મિઓ તમને છે એનો પુરાવો આજનો મેળાવડો પ્રત્યક્ષ પૂરો પાડે છે. આજની આ પરિષદનો ઉદ્દેશ ઘણો ઊંડો અને બહોળો છે. આપણે કાંઈ ત્રણ દિવસ મળી છૂટા પડી જવાને માટે અત્રે એકત્ર થયા નથી, પણ આગળ વધવાનો વિચાર કરવા અને એ બાબત લોકમત કેળવવા અને યોજનાઓ ઘડવા મળ્યા છીએ.

પ્રથમ તો દેશમાં અત્યારે નવીન જીવન રચાઈ રહ્યું છે; વ્યક્તિ અને સમાજ બન્નેના જીવનમાં નવીન મૂલ્ય ઘડાઈ રહ્યાં છે. સમાજજીવનમાં સાંકડો કોમવાદ છોડી રાષ્ટ્રવાદ સ્વીકારવાની હિમાયત થઈ રહી છે. દરેક જ્ઞાતિ પાસે આ પ્રશ્ન ખડો છે: શું પસંદ કરશો? એટલું તો સ્પષ્ટ છે કે જ્યારે વ્યક્તિધર્મ સમાજ-ધર્મ સામે અથડાય ત્યારે સમાજધર્મને એણે તાબે થવું જોઈએ, અને જ્યારે સમાજધર્મ દેશધર્મ સામે અથડાય ત્યારે દેશધર્મને તાબે થવું જોઈએ. આપણે આપણી રાષ્ટ્રિયતાને અનુકૂળ થવું જ જોઈએ. રાષ્ટ્રવાદનાં ઉત્તમ તત્ત્વો અપનાવી લઈ આપણે આપણા આદર્શો ઠરાવો દ્વારા આ પરિષદમાં ઘડવા જોઈએ, અને આવા ઠરાવો વ્યવહારમાં વધારેમાં વધારે અમલમાં મૂકી શકાય એવી યોજના ઘડવી જોઈએ.

જ્ઞાતિની અંદરના ભેદની દીવાલો બને તેટલી પાતળી અને પારદર્શક થવી જોઈએ. આ ઉપરાંત બીજી વણિક કોમો સાથે આપણે કેમ વધુમાં વધુ નિકટમાં આવીએ એનો વિચાર કરવો જોઈએ. જ્ઞાતિરચનાનો ઇતિહાસ તથા એનાં બંધારણ અને રીત-

રિવાજોનો પદ્ધતિસર અભ્યાસ થવો જોઈએ. એ અભ્યાસને આધારે ચાલુ સ્થિતિમાં ઉપયોગમાં આવે તેટલું રાખી બાકીનું ફગાવી દઈ નવા સિદ્ધાંતો અને આદર્શો જ્ઞાતિમાં પચાવવા પ્રયત્ન થવો જોઈએ. આને માટે આપણા રીતરિવાજોની પરિષદમાં જાહેર ચર્ચા થવી જોઈએ અને ઠરાવો કરી સમસ્ત જ્ઞાતિને આ પરિષદે યોગ્ય માર્ગદર્શન કરવું જોઈએ. ઠરાવો થયા પછી એ ઠરાવોનો અમલ થાય એવું વાતાવરણ ઊભું કરવું જોઈએ. જ્ઞાતિમાં એકતાની ભાવના ખીલવવા પ્રયત્ન થવા જોઈએ. મુંબઈમાં જ રહેતાં આપણી જ્ઞાતિનાં કુટુંબો એકબીજાના સંસર્ગમાં પૂરેપૂરાં આવતાં નથી કે એકબીજાનો પરિચય પૂરેપૂરો કરતાં નથી, આને લીધે એકબીજાની ઓળખાણનો લાભ ઉઠાવી શકતાં નથી. ' સમસ્ત લાડમિત્ર 'માં એક ભાઈએ ગુજરાત લાડ સંસ્થાની સૂચના કરી હતી તેવી અથવા એવી બીજી કોઈ પણ યોજના કરી, આપણામાં એકતાની ભાવના ખીલવવા વ્યવહારુ પ્રયત્નો થવા જોઈએ.

આ કાર્ય સરળતાથી પાર ઉતારવામાં આપણી પાસે જ્ઞાતિની હાલની સ્થિતિ અને સંજોગોનો નકશો હોવો જોઈએ. આપણી જ્ઞાતિનું અદ્યતન વસ્તીપત્રક બનાવવામાં આવે અને આ બાબતમાં ઠરાવ કરી વસ્તીપત્રકની વિગતો નક્કી કરી આપણી જ્ઞાતિના "બોલતા આંકડા" તૈયાર થવા જોઈએ. વસ્તીપત્રક દરેક જ્ઞાતિનો અરીસો છે અને આ અરીસો જેટલો સ્વચ્છ તેટલું જ જ્ઞાતિનું મુખદર્શન પણ સ્પષ્ટ. વસ્તીપત્રક ઉપરથી જ્ઞાતિની વસ્તી બતાવતો ભૌગોલિક નકશો બનાવવામાં આવે તો ઘણું જ જાણવાનું મળશે. આ કાર્ય કરવા માટે એક સમિતિની રચના કરવી પડશે અને ' લાડમિત્રે ' એને પૂરેપૂરો સાથ આપવો પડશે. લાડ યુવક મંડળ ( મુંબઈ ) તરફથી સને ૧૯૪૧ ની સાલમાં મુંબઈની જ્ઞાતિનું એક વસ્તીપત્રક તૈયાર કરવામાં આવ્યું હતું, પણ ત્યાર

પછી છ વર્ષમાં ઘણાં ફેરફાર થયા હશે અને સમસ્ત જ્ઞાતિના વસ્તીપત્રક વિના આપણને જ્ઞાતિની વસ્તીનો અને પ્રવૃત્તિનો ખ્યાલ નહિ આવે. મારા જાણવા મુજબ આપણી જ્ઞાતિમાં લહેણદાર કુટુંબ આશરે ૯૦૦ છે અને વસ્તી આશરે ૫૦૦૦ માણસની છે, પણ આમાં કેટલાંક કુટુંબો જ્ઞાતિના દફતરે નોંધાયાં જ નહિ હોય. જ્ઞાતિની વસ્તીનાં ૧૦૦ કુટુંબ સુખી ગણાય, ૩૦૦ વચગાળાનાં, અને ૪૦૦-૫૦૦ કુટુંબ તો તદ્દન સાધારણ સ્થિતિનાં હશે. અદ્યતન વસ્તીપત્રક તૈયાર થાય તો આપણને ખ્યાલ આવે કે આપણી જ્ઞાતિમાં કેળવણી કેટલી છે, હુન્નર ઉદ્યોગો અને વેપાર કેવા છે, અને કુટુંબની સ્થિતિ કેવી છે. આ બધો આધાર વસ્તીપત્રક ઉપર જ છે અને એ ઉપરથી જ જ્ઞાતિના અભ્યુદય માટે શાં શાં પગલાં ભરવાં જોઈએ એ નક્કી કરી શકાય.

જ્ઞાતિઓની રચના કન્યાવ્યવહારના પાયા પર થયેલી છે. સમસ્ત જ્ઞાતિમાં ગમે ત્યાં કન્યાવહેવારની છૂટ થાય એ માટે હજી પણ પ્રચંડ આંદોલનો ઊભાં કરવાં જોઈએ. ગયો જમાનો 'સુધારાનો' હતો, આવતો જમાનો પલટાનો છે. અનુભવે આપણે જોયું છે કે સુધારાની વાતો કર્યે કંઈ વળે એમ નથી. જો સુધારાને ખરેખર અમલી બનાવવો હોય તો એને માટે લોકમત કેળવવો જોઈએ, સંઘબળ જમાવવું જોઈએ, ચારિત્ર્ય ખીલવવું જોઈએ, અને કંઈક સંગીન પ્રગતિની દિશામાં રચનાત્મક કાર્ય થવું જોઈએ. આ કાર્યમાં સમસ્ત લાડમિત્ર, સેવાસમાજ અને મહિલા મંડળે ઠીક ઠીક ભાગ ભજવ્યો છે, પણ એઓ ઘણો વધુ ફાળો આપી શકે એમ છે; બલ્કે એ કાર્ય એમનું જ છે. જ્ઞાતિપત્રે નિર્ભયતાથી અને અડગતાથી જે રીતરિવાજો આપણી સામાજિક પ્રગતિને અવરોધતા હોય તેને ઉઘાડા પાડવા જોઈએ અને એઓના ઉપર સખ્ત પ્રહારો કરવા જોઈએ. આ

પરિષદ જે જે ઠરાવો કરે તેનો પ્રચાર કરવાની અને એને માટે લોકમત કેળવવાની ફરજ લાડમિત્રની છે. અત્યાર સુધી લાડમિત્રે જે જે કાર્ય કર્યું છે તેના કરતાં વધુ કાર્ય કરે, એનો સદુપયોગ થાય અને ભવિષ્યમાં જ્ઞાતિને સદ્‌વિચાર અને સદાચારને માર્ગે લઈ જાય એ જ શુભેચ્છા.

કોઈ પણ જ્ઞાતિના ઉત્કર્ષનો પાયો કેળવણીમાં છે. કેળવણીનો જેટલો વિકાસ થશે તેટલો જ્ઞાતિને ફાયદો થશે. આપણી પાસે સમસ્ત લાડ કેળવણીમંડળ જેવી સંસ્થા હોવી જોઈએ. આ સંસ્થા પાસે સારું ભંડોળ હોવું જોઈએ કે જેથી આપણી જ્ઞાતિનો કોઈ પણ વિદ્યાર્થી મદદના અભાવે પોતાનું ભણતર છોડી ન દે.

વિદ્યાર્થીઓ માટે મેટ્રિક સુધી સ્કૉલરશિપની વ્યવસ્થિત યોજના હોવી જોઈએ. કૉલેજની કેળવણી ઘણી ખર્ચાળ છે. કૉલેજના વિદ્યાર્થીઓને લોન આપવાની પ્રથા દાખલ કરવી જોઈએ. આ ઉપરાંત કેળવણીની દિશામાં આપણે જબરજસ્ત આંદોલનો ઊભાં કરવાં જોઈએ. હવે જમાનો વિજ્ઞાનનો છે. વિદ્યાર્થીઓ વકીલ, દાક્તર કે સામાન્ય બી. એ. થાય એ કરતાં આપણી જ્ઞાતિમાં વધુ એન્જિનિયરો અને સાયન્ટિસ્ટો ઉત્પન્ન કરવાની જરૂર છે. જમાનો હુન્નર ઉદ્યોગોનો છે, અને એ દિશામાં કેળવાયેલા માણસો વધુ સુખી અને સાધનસંપન્ન થશે એ વિશે મને મુદ્દલ શંકા નથી. માટે આપણું કેળવણીની દિશાનું ધ્યેય જીવનમાં વધુ ઉપયોગી કેળવણી તરફ વાળવું જોઈએ.

પરદેશમાં જઈ કેળવણી લેનાર વિદ્યાર્થીઓ માટે આપણે અલગ ફંડ ઊભું કરવું જોઈએ. એનું નામ Foreign Loan Fund રાખવું જોઈએ. આપણી જ્ઞાતિમાં જેમ જેમ વધુ વિદ્યાર્થીઓ પરદેશોમાં જઈ હુન્નર ઉદ્યોગ શીખી આવશે તેમ તેમ જ્ઞાતિને

વધુ ને વધુ ફાયદો થશે. આજે દુનિયા એટલી નાની છે કે બીજા દેશોમાં બનતા બનાવો, રીતરિવાજો કે હુન્નરઉદ્યોગોથી આપણે અજાણ્યુ ન રહી શકીએ.

સ્ત્રીકેળવણી ઉપર હું ખાસ ભાર મુકું છું. મારી એવી માન્યતા છે કે કોઈપણ સમાજની ઉન્નતિનું માપ સ્ત્રીઓની કેળવણી ઉપરથી જ કાઢી શકાય. સ્ત્રીપુરુષોના એકમોમાંથી બનતા સમાજ સ્ત્રી અને પુરુષના બેમાંથી જેનું માનસિક ધોરણ ઊતરતું હોય છે તે સપાટી ઉપર જ જીવન જીવે છે. માટે જ સ્ત્રીઓની કેળવણી ઉપર સમાજની ઉન્નતિનો આધાર છે.

આ ઉપરાંત આપણે સ્ત્રીઉદ્યોગશાળાઓ સ્થાપવી જોઈએ, જ્યાં શીવણ, ભરતકામ, સાંચાકામ અને તેવી બીજી અનેક પ્રવૃત્તિઓ થઈ શકે. આવી ઉદ્યોગશાળાથી સ્ત્રીઓને ઘણો ફાયદો થાય છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓ નવરાશના વખતમાં શીવણ, ભરત, ગૂંથણ શીખીને પોતાનાં, બાળકોનાં અને પતિનાં કપડાં ઘેર શીવીને દરજીઓની આજની મોંઘી સિલાઈ બચાવી શકશે. આ રીતે ઘર ચલાવવામાં સ્ત્રીઓ ઓછી આવકવાળા પુરુષને આશીર્વાદરૂપ થઈ પડે છે. ઉદ્યોગશાળાઓ સ્થાપવા ઉપરાંત, હુન્નર ઉદ્યોગ કળાનાં પ્રદર્શન ભરવાં જોઈએ, જેમાં એકબીજાના નમૂના જોવાથી ઘણું શીખવાનું મળે છે.

આપણી જ્ઞાતિએ વિધવાઓ માટે કંઈ જ કર્યું નથી. એમને માટે સ્ત્રીઉદ્યોગશાળાઓ ઉપયોગી સાધન થઈ પડશે. વિધવાઓ ત્યાં રહીને સંચા ઉપર શીવતાં શીખી લે તો સહેજે રોજના ત્રણથી ચાર રૂપિયા સિલાઈના મેળવી લે, ને નિરાધાર સ્થિતિમાં એ મુકાય છે તેમાંથી સ્વતંત્ર થઈ શકે અને ઇજ્જતપૂર્વક સ્વમાન સહિત પોતાનું જીવન ગાળી શકે. જ્ઞાતિએ એમને સંચા મફત આપવાની વ્યવસ્થા કરવી જોઈએ.

આપણી જ્ઞાતિમાં બહેનોએ નર્સિંગમાં જતાં ડરવું જોઈએ નહિ. નર્સિંગના ધંધાને લોકો હલકો ગણે છે, એનું કારણ સારા કુટુંબમાંથી બહેનો જતી નથી એ છે. જો સારા કુટુંબની બહેનો નર્સિંગમાં જાય તો એ ધંધાને ઇજ્જત મળે. માટે બહેનોએ નર્સિંગનો અભ્યાસક્રમ ખાસ લેવો જોઈએ, કારણ કે આર્થિક દષ્ટિએ નર્સિંગમાં કમાણી સારી છે

આપણે વૈષ્ણવ છીએ, અને આપણને જન્મથી જ ધાર્મિક સંસ્કારો પડયા છે. માણસના મનની શાન્તિ માટે માણસે હંમેશાં પ્રાર્થના કરવી જોઈએ. પ્રાર્થનાથી આત્મશુદ્ધિ થાય છે અને મનની શાન્તિ મળે છે.

આપણે વાણિયા છીએ. આપણી બુદ્ધિ વેપારમાં તીવ્ર છે. ગુજરાતમાં વેપારીઓ ઘણા છે, પણ હિંદુસ્તાનના બીજા ભાગોમાં જ્યાં વેપારને લાયક બુદ્ધિ ધરાવતા લોક ઓછા છે ત્યાં મારવાડી ગયા છે અને સમૃદ્ધ થયા છે. આ ઉપરાંત, સાહસિક કોમ જેવી કે વોરા વગેરે પરદેશોમાં અડ્ડા જમાવે છે અને અઢળક ધન કમાય છે. નોકરી પાછળ ફાંફાં મારવાં એ મને પસંદ નથી. ભલે શરૂઆતમાં વેપાર નાના પાયા ઉપર થાય, પણ વાણિયાનો છોકરો તો વેપાર જ કરશે. તમે વિચાર કરશો તો ખ્યાલ આવશે કે અત્યારે વેપારીની જ પ્રતિષ્ઠા છે; વેપારી જ અઢળક ધન મેળવી શકે છે. ખાસ કરીને ભણેલા માણસો વેપારમાં પડે છે ત્યારે એઓ ઘણા આગળ વધે છે અને વેપારનો વિકાસ પણ સારો કરે છે. વેપારી વેપારમાં સમૃદ્ધ થયા પછી હુન્નર ઉદ્યોગ અથવા કારખાનાં નાખવા તરફ નજર દોડાવે છે. માટે જ આપણા જ્ઞાતિજનોએ પોતાનું ધ્યાન જેમ બને તેમ વેપાર અને હુન્નર-ઉદ્યોગ પ્રત્યે વધારે રાખવું જોઈએ. એમાં જ જ્ઞાતિની ઉન્નતિ છે. આપણી જ્ઞાતિમાં જે ભાઈ પાસે વેપાર કરવા માટે પૂરતી

મૂડી ન હોય અથવા તો કોઈ નાના હુન્નર ઉદ્યોગ માટે નાણાંની જરૂર હોય એ માટે સમસ્ત લાડ સહકારી બેન્ક કે એવી કોઈ યોજના આ પરિષદે ઘડવી જોઈએ. આ બાબતમાં નિષ્ણાત સમિતિ નિમાવી જોઈએ.

આપણા યુવકો સરકારી કે ખાનગી નોકરી શોધે એની તરફેણ હું નથી કરતો.—મોટા ઉદ્યોગો નહિ પણ નાના પાયા ઉપરના ગૃહઉદ્યોગોની સ્થાપના કરવામાં દેશનું યુવકધન ખર્ચાય તો એમના જ જ્ઞાતિબંધુઓને રોજીનાં સાધન ઊભાં થાય, એ મને વધુ પસંદ છે.

મૂડી ગુમાવવાના ભયે તમે ધંધામાં પડવા માગતા નથી, પણ મારી સલાહ છે કે "હંમેશાં ભયથી દૂર રહો." ધંધાની માહિતીના અભાવે કોઈ ધંધો નિષ્ફળ જતો નથી; ધંધાની નિષ્ફળતામાં ખરું કારણ અપ્રામાણિકતા-ધંધા તરફની બેદરકારી છે.

જનતાની સેવા કરવાના ઉચ્ચ હેતુસર ચારિત્ર્યશીલ, કેળવાયેલ યુવાનો, ઉત્પાદકો કે વિક્રેતા તરીકે ધંધામાં પડે એની ખાસ જરૂર છે. કેળવાયેલ યુવાનોએ જીવનના દરેક ક્ષેત્રમાં પ્રવેશ કરવો જોઈએ.

## (૨) જ્ઞાતિના યુવકજનોને

[નવસારી મુકામે બીજી લાડ પરિષદ મળી હતી, તે પ્રસંગે જ્ઞાતિના યુવકોએ એક સભા યોજી હતી; એમાં શેઠશ્રીને બોલાવ્યા હતા, ત્યારે એમણે જ્ઞાતિના યુવકો જોગ જે વિચારપ્રેરક સંદેશ પાઠવ્યો હતો તેનાં અહીં દર્શન થાય છે.]

આપણી લાડ પરિષદ ભરાયેલી છે તે વખતે તમે યુવાનોની સભામાં મને બોલાવ્યો અને આજના સમયને અનુરૂપ તમને સંબોધીને બે અક્ષર કહેવાની મને તક આપી એ બદલ હું ખુશી થયો છું.

કોઈ પણ દેશના યુવાનો એ એનું સાચું ધન છે. યુવાનો ઉપર દેશની તેમજ કોમની પ્રગતિનો આધાર રહે છે. જે દેશમાં યુવાનો નિર્બળ હશે, નિસ્તેજ હશે, જે દેશના યુવાનોમાંથી આશા અને ઉત્સાહ ક્ષીણ થઈ ગયાં હશે, તે દેશનું ભાવિ અંધકારમય છે. એનાથી ઊલટું, જે દેશના યુવાનો સશક્ત અને વીર હશે, જેમનામાં આશા અને ઉત્સાહનાં જોમ થનગની રહ્યાં હશે તે દેશનું ભાવિ ઉજ્જવળ છે. જેવી રીતે દેશનું તેવી જ રીતે કોમનું. કોઈ પણ કોમની પ્રગતિ એના યુવાન વર્ગ ઉપર આધાર રાખે છે વડીલો હંમેશાં પોતાના અનુભવનો, પોતાના જ્ઞાનનો લાભ આપશે, પરંતુ કાર્યમાં ઝંપલાવવાનું કામ તો યુવાનોનું છે. યુવાનોની નિઃસ્વાર્થ સેવા અને કાર્યક્ષમતા ઉપર જ પ્રગતિનો આધાર રહેશે.

આપણી લાડ કોમના યુવાનો સમક્ષ અનેક કાર્યો પડેલાં છે. એમાં પ્રથમ કાર્ય તો આપણી સમસ્ત લાડ કોમની અત્યારની પરિસ્થિતિનો સાચો અંદાજ કાઢવાનું છે. એ કાર્ય જ્ઞાતિનું

વસ્તીપત્રક તૈયાર કરવાથી થઈ શકે. વસ્તીપત્રક તૈયાર કરવાનું કાર્ય દેખાય તેટલું સહેલુ નથી, પરંતુ યુવાનો ધારે તો એ કાર્ય પાર ઉતારવામાં ઘણી જ મદદ કરી શકે, અને એ રીતે જ્ઞાતિની સાચી પરિસ્થિતિ સમજવામાં બહુ સહાયરૂપ નીવડે. એક વખત જ્ઞાતિની સાચી પરિસ્થિતિનો ખરો અંદાજ નીકળી ગયો એટલે એના ઉપરથી ક્યાં ક્યાં ક્ષેત્રોમાં આપણે વધુ કાર્ય કરવાનું છે અને એ કાર્ય કરવા માટે શાં શાં પગલાં લેવાં એ નક્કી કરી શકાશે.

કેળવણીના ક્ષેત્રમાં આપણે ઘણું કરવાનું છે. અત્યારે જે પ્રકારની કેળવણી આપવામાં આવે છે તેનાથી મને સંતોષ નથી. અત્યારની કેળવણી વિદ્યાર્થીઓના મગજ ઉપર અનેક વિષયોનો વધુ પડતો બોજો નાખી દે છે, અને તેથી પરિણામ છેવટે એવું આવે છે કે વિદ્યાર્થીની નૈસર્ગિક સર્જનશક્તિ નષ્ટ થઈ એ ગોખણિયો બની જાય છે, અને પરીક્ષાઓમાં પણ જે વધુ ગોખણિયો હોય તે ઘણી વખત ફાવી જાય છે. પરંતુ જીવનમાં એ ગોખેલું જ્ઞાન એને બહુ ઉપયોગમાં આવતું નથી અને તેથી એણે સામાન્ય મામૂલી નોકરી કરવા સિવાય એની પાસે બીજો માર્ગ હોતો નથી. કેળવણીમાં દરેકને સામાન્ય ભાષાજ્ઞાનની અવશ્ય જરૂર છે, પણ એ પછી દરેક વિદ્યાર્થીને કોઈ પ્રકારનું હુન્નર ઉદ્યોગનું અને વેપારનું જ્ઞાન મળવું જોઈએ. અને એવા પ્રકારનું જ્ઞાન દરેક યુવાન મેળવી શકે એ માટે એને જરૂરી સગવડ કરી આપવા જ્ઞાતિ તરફથી પ્રબંધ થવો જોઈએ, અને દરેક વિદ્યાર્થીને એનામાં કયા પ્રકારની કુદરતી શક્તિ છે એ જોઈ એને અનુકૂળ લાઈનમાં જવા દેવો જોઈએ. એવો પ્રબંધ થાય તો જ એનામાં રહેલ કુદરતી શક્તિઓ ખીલી શકે અને એ પોતાની લાઈનમાં સહેલાઈથી નિપુણતા મેળવી શકે.

સ્ત્રીકેળવણીમાં આપણો આખો દેશ પછાત છે તેમ આપણી

કોમ પણ પછાત છે. દરેક સ્ત્રીને લખતાં વાંચતાં આવડવું જ જોઈએ. એટલે મોટી ઉંમરની જે સ્ત્રીઓને એવું ન આવડતું હોય તે માટે બને તો પ્રૌઢ શિક્ષણ વર્ગ આપણી શીખેલી બહેનો ચલાવીને જ્ઞાતિની સેવા કરી શકે. એ ઉપરાંત ગૃહઉદ્યોગો જેવા કે શીવણ, ભરત, ગૂંથણ એ પણ દરેક સ્ત્રીએ શીખી લેવા જોઈએ, જેથી સામાન્ય વર્ગનાં કુટુંબોમાં એ સ્ત્રીઓ પોતાના ઉપયોગનું શીવણ, ભરત, ગૂંથણ વગેરેનું કામ કરી લઈ કુટુંબનો એ રીતના ખર્ચનો બોજો હળવો કરી શકે. તેમજ જે સ્ત્રીઓને અથવા વિધવાઓને પોતાનો નિર્વાહ ચલાવવાની મુશ્કેલી હોય તેવી સ્ત્રીઓ આવા ગૃહઉદ્યોગો દ્વારા પોતાની આબરૂ સાચવીને પોતાનું ગુજરાન ચલાવી શકે. આવી ઉદ્યોગશાળાઓ ચલાવવામાં આપણી કોમની યુવાન બહેનો ઘણી મદદ કરી શકે અને પોતે આ બાબતો શીખી લઈ બીજાઓને શીખવવામાં સહાય આપી શકે.

આપણી કોમના યુવાનોમાં શારીરિક કેળવણી એટલે કે વ્યાયામની ઘણી જરૂર છે. આપણે જ્યારે કોઈ અંગ્રેજ યુવાનને જોઈએ છીએ તો એનું મજબૂત સશક્ત શરીર, એની ઊંચી ભરાવદાર કાયા અને એના હાલવાચાલવામાં નજરે પડતો આત્મવિશ્વાસ આપણને હેરત પમાડે છે; જ્યારે આપણા દેશના યુવાનો સામાન્ય કોટિના દેખાય છે, અને પહેરવેશમાં ભલે એઓ પરદેશીઓની ગમે તેટલી નકલ કરતા હશે, પરંતુ એમનું શરીરસ્વાસ્થ્ય બહુ જ ઊતરતું દેખાય છે. એટલે મારી અત્રે હાજર થયેલ દરેક યુવાન ભાઈબહેનને આગ્રહપૂર્વકની ભલામણ છે કે દરેકે પોતાના શારીરિક વિકાસ પાછળ તો સૌથી પહેલું ધ્યાન આપવું. કહેવત છે કે પહેલું સુખ તે જાતે નર્યા. જે માણસ શરીરે મજબૂત છે તે જ દેશની કે કોમની સેવા બજાવી શકે છે. નિર્બળ મનુષ્ય ન તો પોતાનું કે ન તો કોઈનું ભલું કરી શકે છે. તેથી યુવાનોએ વ્યાયામવર્ગો ખોલી નિયમિત કસરત કરવા જવું જોઈએ, અને

એવી પરિસ્થિતિ ઊભી થવી જોઈએ કે જેથી કસરત કરવા ન જતો હોય તેને શરમાવું પડે. જેટલી ધગશ આપણે ધન પેદા કરવા પાછળ રાખીએ છીએ તેટલી જ ધગશ આપણે યોગ્ય વ્યાયામ પાછળ રાખવી જોઈએ.

આપણો દેશ એ ધાર્મિક દેશ ગણાય છે. જગતના બીજા દેશો જ્યારે અર્ધ જંગલીપણામાં હતા ત્યારે આપણો દેશ સંસ્કૃતિની ટોચે પહોંચેલો હતો. આપણા દેશમાં અનેક સંસ્કારી સ્ત્રી પુરુષો થઈ ગયેલાં છે. એ બધાંનાં નામ ગણાવવાનો તો સમય નથી, પરંતુ એમના જીવનમાંથી પ્રેરણા લઈ આપણી જૂની સંસ્કારિતા યાદ કરીએ. સંસ્કારિતા આપણા જીવનમાં લાવવાની ખાસ અગત્ય છે. યુવાનોમાં સંસ્કારિતા અને ચારિત્ર્યબળની ખાસ જરૂર છે. ચારિત્ર્યબળ વિના કોઈ પણ શુભ કાર્ય થઈ શકશે નહિ. એવી જ રીતે અંદરોઅંદરના સહકારની પણ એટલી જ આવશ્યકતા છે. સહકાર વિના કોઈ પણ કાર્ય સહેલાઈથી થઈ શકે નહિ. માટે દરેકે એકબીજા સાથે સહકારની ભાવનાથી કાર્ય કરવું જોઈએ.

## (૪) ઉદ્યોગ અને વ્યવસાય

યુગને અનુસરીને વિકાસ પામતા નવા ઉદ્યોગ અને વ્યવસાયમાં મિલ-ઉદ્યોગ, બૅંકિંગ, વીમા વગેરેની સંસ્થાઓ અમદાવાદમાં વિકાસ પામી એમાં શેઠશ્રીનો સાથ સહકાર નોંધપાત્ર છે. સંસ્થાઓની સ્થાપના કે ઉદ્ઘાટન પ્રસંગે શેઠશ્રીએ પ્રમુખપદે બિરાજીને જે વ્યાખ્યાન પ્રવચનો કરેલાં છે તેમાંથી ત્રણ અંગ્રેજીમાં અને પાંચ ગુજરાતીમાં અપાયેલાં વ્યાખ્યાનોની વિચાર-કંડિકાઓ અત્રે રજૂ થાય છે.

### (૧)

### અમદાવાદ મિલ-ઓનર્સ એસોસિયેશન

ઈ. સ. ૧૯૩૯માં શેઠશ્રીની વરણી મિલમાલિક મંડળના પ્રમુખપદે થઈ તે સમય મિલ-ઉદ્યોગ માટે ઘણો જ કપરો હતો. પરદેશી સરકારની દખલ-ગીરી તો હતી જ; યુદ્ધને કારણે જીવનધોરણ ઊંચુ આવેલું હતું, ઘણી મિલો તો નુકસાનમાં કામ કરતી હતી, તો મજૂરો મોંઘવારીની ભીંસમાં હતા. માલિક-મજૂરના મતભેદ ટાળીને સમાધાનીનું વલણ લેવામાં શેઠશ્રીને જે સફળતા મળેલી તેનાં સારાં ફળ આજે પણ મિલઉદ્યોગમાં જોવાને મળે છે. તા. ૩૦-૮-૩૯ ને દિવસે પ્રમુખસ્થાનેથી એમણે જણાવ્યું હતું કે-

I take this opportunity to thank you all for your kind support in electing me unanimously as the President of our Association. I need hardly *assure you that I shall try my best to guide the* Association for safeguarding the interest of our member Mills.

I am associated with the management of the Mills since the year 1920, but I have never come across such an acute Trade Depression. I have

આઝાદીનો અમૂલ્ય વારસો આપણને મળ્યો છે. આપણે એ નિભાવી રાખવાનો છે. અને એ માટે પ્રો. માણિકરાવ જેવી વિભૂતિઓ અને આ વિઠ્ઠલ ક્રીડાભવન જેવી સંસ્થાઓની ખરી અગત્ય હવે જ છે. હરેક સ્વદેશાભિમાની ભારતવાસીએ હવે એનાં સાચાં મૂલ્યાંકન કરવાં રહ્યાં.

વડોદરા કેવળ કલાધામ જ નથી પરંતુ વીરક્ષેત્ર છે. વીરપૂજક છે, વીરપોષક છે એ તો આપણા આઝાદીનો ઇતિહાસ કહી આપે છે. આ ખ્યાતિ ચાલુ રહો એમ આપણે ઇચ્છીશું.

ગુજરાતની સમૃદ્ધિમાં તથા ભારતની સ્વરાજ્યપ્રાપ્તિમાં તમો વડોદરાવાસીઓનો તથા અમે અમદાવાદીઓનો સરખો હિસ્સો છે. આજે ગાંધીજી અને સયાજીરાવ જીવતા હોત તો? પણ હવે એ "જો" અને "તો" નકામા છે; હવે તો પ્રો. માણિકરાવ જેવી વિભૂતિઓ અને વિઠ્ઠલ ક્રીડાભવન જેવી સંસ્થાઓને અનુકૂલતા કરી આપવી એમાં જ આપણું શ્રેય છે.

# મહિલા પાઠશાળાના સમારંભમાં

નારીના વિકાસમાં સ્તુત્ય પગલું ભરનાર એ કર્વે મહાશયના અથાક પ્રયત્નોને પરિણામે વીમેન્સ યુનિવર્સિટીની સ્થાપના થઈ, જે આજે કર્વે યુનિવર્સિટીને નામે પ્રસિદ્ધ છે. નારીજીવનની ઊંચી કેળવણીમાં એણે પ્રગતિકારક પગલું ભરેલું છે. મહિલા પાઠશાળાએ વિદ્યાર્થિનીઓને ઊંચી કેળવણી આપવા માટે, એ યુનિવર્સિટી સાથે જોડાણ કર્યું છે. એ વિદ્યાર્થિનીઓ તરફથી તા. ૯-૯-૩૮ ના રોજ એક નાટ્યસમારંભ યોજાયો હતો તેના પ્રમુખપદેથી શેઠશ્રીએ ટૂંકું અને મનનીય પ્રવચન કર્યું હતું—

સ્વયં ઊર્મિથી પ્રેરાઈને વિદ્યાર્થિની બહેનોએ આજનો સમારંભ યોજ્યો છે. સંસ્થાની પ્રતિવર્ષ આવતી ખોટને પહોંચી વળવા આવા સમારંભો બહેનો દર વર્ષે કરે છે. સંસ્થા પ્રત્યેનાં એમનાં મમતા અને કળાપ્રેમને માટે હું એમને અભિનંદન આપવાની આ તક લઉં છું. આવી અત્યંત ઉપયોગી સંસ્થાઓને આર્થિક સંકડામણને અંગે આવા સમારંભો યોજવા પડે એ અમદાવાદ માટે શરમાવનારું ગણાય.

આપણે ગમે તેટલો વિરોધ કરીએ તોપણ કુદરતનું સત્ય નિર્બાધિત રહેશે જ અને તે એ કે સ્ત્રી અને પુરુષની વચ્ચે દૈહિક ભેદ છે જ. શરીરશાસ્ત્ર જો આને ટેકો આપતું હોય તો બન્નેની કેળવણીમાં ફેર હોવો જોઈએ. આ દૃષ્ટિબિંદુને લક્ષમાં રાખીને વીમેન્સ યુનિવર્સિટીના સંસ્થાપકોએ બહેનો માટે સ્વતંત્ર કેળવણીની યોજના કરી છે. સ્ત્રી અને પુરુષનાં કાર્યક્ષેત્રો નિરાળાં છે અને અધિકાર પરત્વેની સમાનતા સ્વીકાર્યા છતાં એ ભિન્ન રહેવાનાં, તેથી જ વિશિષ્ટ પ્રકારની કેળવણી સ્ત્રીઓ માટે અનિવાર્ય થઈ પડી છે. સહશિક્ષણની સંસ્થાઓ સ્ત્રીઓની જરૂરિયાતો

પૂરી પાડવાને અશક્ત નીવડી છે. આપણા સ્ત્રી-કેળવણી વિષયના વિચારો બદલાતા જાય છે. સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો બધેય સ્વીકાર થવા લાગ્યો છે, અને સામાજિક પરિસ્થિતિ અને સંજોગોનું પરિબળ એવાં થતાં જાય છે કે સ્ત્રીઓને કેળવણીથી વંચિત રાખવી એ સામાજિક અપરાધ ગણાય છે. સમજુ લોકો પોતાની પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપવા ઇચ્છે છે ખરા, પણ ઘણા સહશિક્ષણનાં દૂષણોથી ભડકી જાય છે. એ ઉપરાંત ગૃહિણીપદને લાયક બને, નાગરિક ધર્મ સમજે, અને સમાજના એક ઉપયોગી અંગ તરીકે બની રહે એ ઉદ્દેશ પૂરો પડે એવી આપણી ચાલી આવતી શાળા પાઠશાળામાં વ્યવસ્થા નથી. વીમેન્સ યુનિવર્સિટીએ આ આદર્શ પોતાના લક્ષમાં રાખ્યો છે અને શિક્ષણનો સુંદર ફાલ આજે વર્ષો થયાં આપી રહી છે.

આ યુનિવર્સિટીની એક વધુ વિશિષ્ટતા એ છે કે અંગ્રેજી સિવાયના બધા વિષયો માતૃભાષા દ્વારા જ શીખવવામાં આવે છે. સારામાં સારા કેળવણીકારોનો આ જ અભિપ્રાય હોય. હવે તો એ દિશામાં કેટલીક યુનિવર્સિટીઓએ સુધારા કરવા માંડયા છે. આ યુનિવર્સિટીના સંચાલકોએ દીર્ઘદૃષ્ટિ વાપરીને માતૃભાષાને જે સ્થાન આપ્યું છે તે ખરેખર પ્રશંસનીય છે. રાષ્ટ્રના ઘડતરમાં ઉપયોગી થાય તેવી કેળવણી એનું ધ્યેય છે અને એના પરિણામે આ કૉલેજની ગ્રેજ્યુએટ બહેનો દેશસેવાનું, સમાજસેવાનું ઉપયોગી કાર્ય કરી રહ્યાં છે. કેટલીક બહેનો અત્રેની જ્યોતિસંઘની સંસ્થામાં કામ કરી રહ્યાં છે અને એમની કેળવણી શોભાવી રહ્યાં છે.

સ્વર્ગસ્થ સર વિઠ્ઠલદાસે રૂપિયા પંદર લાખની ઉદાર સખાવત ઇન્ડિયન વીમેન્સ યુનિવર્સિટીને આપી. આજે તો આ યુનિવર્સિટીની શાખાઓ આખા મુંબઈ ઇલાકામાં જ નહિ, પરંતુ

અન્ય પ્રાંતોમાં દિન-પ્રતિદિન વધતી જાય છે. અહીંની મહિલા પાઠશાળા આ યુનિવર્સિટીનું અંગ છે. આજ સુધીમાં અત્રેની મહિલા પાઠશાળામાંથી ૭૭ બહેનો ગ્રેજ્યુએટ થયાં છે, ચાર પી. એ. થયાં છે, અને બે બહેનો અમેરિકાથી એમ. એ. ની ડિગ્રી લઈ હમણાં જ પાછાં આવ્યાં છે.

આ સંસ્થાને અનેક મુશ્કેલી હોવા છતાં અત્રેનું ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ ચલાવી રહ્યું છે એ માટે એ મંડળના સભ્યો તથા આ પાઠશાળાના પ્રિન્સિપાલ તથા પ્રોફેસરોને હું અભિનંદન આપું છું. આવી અતિ મહત્ત્વની સંસ્થાઓને આર્થિક સંકડામણ રહે એ ખરેખર દુઃખદ છે.

આ યુનિવર્સિટીને બીજી યુનિવર્સિટી માફક માન્ય કરીને આ યુનિવર્સિટીનાં સ્ત્રી ગ્રેજ્યુએટોને સરકારી નોકરી વગેરે બાબતમાં યોગ્ય ગણે એ દિશામાં પ્રયત્નો થઈ રહ્યા છે.

કૉન્ગ્રેસ સરકારને મારી વિનતિ છે કે જે પ્રમાણે ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકોને બીજી યુનિવર્સિટીના સ્નાતકો જેટલો દરજ્જો આપ્યો છે તે જ રીતે આ સંસ્થાની ડિગ્રીઓને માન્ય કરશે તો સ્ત્રીકેળવણીની દિશામાં મોટી સેવા કરી ગણાશે.

## (૭)

# વિકાસગૃહ જ્યોતિસંઘના મનોરંજન કાર્યક્રમ પ્રસંગે

અમદાવાદમાં નારીના વિકાસ માર્ગે પ્રગતિ સાધતી અનેક સંસ્થાઓમાં 'જ્યોતિસંઘ'નું સ્થાન મોખરે છે. એણે સ્ત્રીવિકાસને સાધતી અનેકવિધ પ્રવૃત્તિઓ અપનાવી છે. એના તરફથી 'વિકાસગૃહ' ખોલવામાં આવ્યું છે. એના ઉપક્રમે તા. ૧૪–૧૧–૧૯૪૭ના રોજ એક મનોરંજન કાર્યક્રમ શેઠશ્રીના પ્રમુખપદે ઊજવાયો હતો, તે પ્રસંગે જ્યોતિસંઘનાં કાર્યકર્તા બહેનોને ધન્યવાદ આપતાં શેઠશ્રીએ જણાવ્યું હતું કે—

આપણા શહેરમાં વિકાસગૃહ ઘણાં વર્ષોથી બહુ સુંદર રીતે કાર્ય કરી રહેલું છે અને એનું બહુ સફળતાપૂર્વક સંચાલન કરવા માટે શ્રીમતી પુષ્પાબહેનને ધન્યવાદ ઘટે છે. આપણા સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ હજી ઘણી કફોડી છે. આપણો દેશ સ્ત્રી-કેળવણીમાં બહુ જ પછાત છે અને મોટાં શહેરોને બાદ કરતાં ગ્રામવિસ્તારોમાં તો સ્ત્રીકેળવણી તદ્દન નજીવી છે એમ કહેવાય. આનું પરિણામ એ આવ્યું છે કે સ્ત્રીઓ પોતે આર્થિક રીતે સ્વતંત્ર નથી અને સમાજે એ સ્થિતિ સુધારવા ખાસ પ્રબંધ કરેલો નથી. તદુપરાંત આપણા સમાજમાં, ખાસ કરીને હિંદુ સમાજમાં વિધવાઓ અને ત્યકતાઓને સ્થાન જ હોતું નથી. એમને માટે તો ઉપર આભ અને નીચે ધરતી સિવાય કોઈ જ આશરો હોતો નથી. એમને કોઈ આશ્રય આપી શકતું નથી અને એ પોતે પોતાનું સ્વમાન અને આબરૂ સાચવી પોતાની સ્વતંત્ર આજીવિકા મેળવી શકતી નથી. આવી નિરાશ્રિત સ્ત્રીઓ માટે 'વિકાસગૃહ' એ ખરેખરો આશીર્વાદ છે. જ્યાંસુધી સમાજ બદલાય નહિ અને જ્યાંસુધી સમાજ–વ્યવસ્થામાં ધરખમ ફેરફાર થઈ સ્ત્રીજાતિને માનભર્યું સ્થાન પ્રાપ્ત થાય નહિ ત્યાંસુધી અનાથ

સ્ત્રીઓનો પ્રશ્ન અનિવાર્યપણે ઊભો રહેવાનો જ, અને એ માટે આવા વિકાસગૃહની પણ અનિવાર્ય આવશ્યકતા ઊભી રહેવાની એ નિઃસંદેહ છે. આ ગૃહ કે જેની "જ્યોતિસંઘ"ના વિભાગ રૂપે શરૂઆત થયેલી, તે આવી ત્યજાયેલી અને અનાથ બાળાઓ અને સ્ત્રીઓને આશ્રય આપી પાળે છે અને એમને ઉપયોગી કેળવણી આપી એમને સ્વાશ્રયી બનતાં અને એમને પોતાના પગ ઉપર ઊભાં રહી પોતાનો જીવનનિભાવ વહેવરાવતાં શીખવે છે. વિકાસગૃહ અને 'જ્યોતિસંઘ'નું આ કાર્ય બહુ જ સ્તુત્ય છે એમ દરેકે કબૂલ કરવું પડશે, તેથી જે જે ગૃહસ્થોએ અને જે જે સન્નારીઓએ મોટાં મોટાં દાન કરી તેમજ પોતાની અમૂલ્ય સેવા આપી આ સંસ્થાને પોષી છે અને આવો સુંદર ઉત્કર્ષ સંસ્થા સાધી શકી છે એ માટે એ સર્વને મારાં હાર્દિક અભિનંદન છે.

આ ગૃહના ભાગ જ્યોતિસંઘમાં ભરત, ગૂંથણ, શીવણ, કળાજ્ઞાન, ભાષાજ્ઞાન ઇત્યાદિ વિષયો શીખવી તદ્દન અનાથ સ્થિતિમાં દાખલ થયેલી સ્ત્રીઓને સ્વાશ્રયી બનવામાં મદદ કરવામાં આવે છે. આ જે પ્રકારનું શિક્ષણ અપાય છે તે બહુ ઉપયોગી છે. અને એ ઉપરાંત બીજું પણ શિક્ષણ દાખલા તરીકે નર્સિંગનું અથવા તો શિક્ષિકાઓ બનવાનું અથવા એવું બીજી કોઈ પણ લાઈનનું શિક્ષણ આપવાનો પ્રબંધ બની શકે તો એ પણ બહુ ઉપયોગી નીવડે અને એવી સ્ત્રીઓ આર્થિક રીતે વધુ પગભર બની શકે. છતાં અત્યારે જે કંઈ કાર્ય થઈ રહેલું છે તે ઘણું જ સુંદર અને પ્રશંસનીય છે અને એને માટે સમાજ ખરેખર ઋણી છે.

(૮)

## વડોદરા આર્યકન્યા વિદ્યાલયની બહેનોના સંસ્કાર કાર્યક્રમ પ્રસંગે

સમાજની પ્રગતિ સાધવી હોય તો, શારીરિક તંદુરસ્તી મોખરે ઊભી રહેશે; એમાંય સ્ત્રીઓની શારીરિક તંદુરસ્તીનો પાયો ભાવીની સંતતિના વિકાસમાં મુખ્ય છે. એ ભાવનાથી આર્ય કન્યાઓને શારીરિક તાલીમ આપી; એના કાર્યક્રમો એ સંસ્થા તરફથી ફરી ફરીને યોજવામાં આવ્યા હતા; એમાં એક કાર્યક્રમના પ્રસંગે શેઠશ્રીએ પ્રસન્ન થઈને એક હજાર એકનું દાન આપ્યું હતું અને તા. ૩૦-૯-૫૨ના રોજ એક સમારંભના પ્રમુખપદેથી સંબોધતાં જણાવ્યું હતું કે—

"વડોદરાથી અમદાવાદને આંગણે આવેલી આ બહેનોએ આપણા દેશમાં જ નહિ પરંતુ આફ્રિકા દેશમાં પ્રવાસ કરી, એમણે સંપાદન કરેલી અનુપમ તાલીમનું ત્યાંના નિવાસીઓને દર્શન કરાવીને આપણી ભારતીય સંસ્કૃતિ પરત્વે સુંદર છાપ પાડી છે. આ કાર્યક્રમો ઉપરથી આપણે બધાએ જરૂરી બોધપાઠ લેવો જોઈએ અને આપણાં ઊછરતાં બાળકોને આવી તાલીમ આપવા શી શી વ્યવસ્થા કરવી એનો વિચાર કરવો જોઈએ અને અવારનવાર આવા સમારંભો યોજવા જોઈએ, જેથી એક ઉમદા આદર્શ પ્રજા સમક્ષ હંમેશા જાગ્રત રહે."

"અત્યારનો યુવાન વર્ગ શરીરસ્વાસ્થ્ય જેવી અગત્યની આવશ્યકતા પરત્વે જાગ્રત નથી, બલ્કે ઉદાસીનતા સેવે છે. અત્યારના યુવાન વર્ગનો મોટો ભાગ સિનેમા, નાટક તેમજ બીજા અનેક મોજશોખો પાછળ વધુ સમય ગાળે છે અને સિનેમા-સૃષ્ટિમાં કામ કરતી વ્યક્તિઓ કયાં હરેફરે છે, કઈ નવી ફેશનનાં વસ્ત્રો પહેરે છે વગેરે બાબતોની છેલ્લામાં છેલ્લી માહિતી રાખે છે.

પરંતુ દુઃખની વાત એ છે કે, શરીરસ્વાસ્થ્ય, આરોગ્ય, વ્યાયામ મેદાની રમત-ગમતો વગેરે અગત્યની બાબતો પરત્વે પૂરતું ધ્યાન આપતો નથી. આને માટે બાલ્યકાળથી જ વ્યાયામ અને શારીરિક કેળવણી પ્રત્યે લક્ષ્ય આપવું જોઈએ અને દરેક બાળકમાં વ્યાયામ, મેદાની રમતગમતો તેમજ અન્ય શરીર-વિકાસની પ્રવૃત્તિઓમાં પ્રીતિ ઉત્પન્ન થાય અને એમાં દરેક રસ લેતો થાય, યુવાન બને તે વખતે એનું શરીર ખડતલ અને મજબૂત બને તે માટેના જરૂરી પ્રબંધો થવા જોઈએ."

## (૯)

## રામચરિતમાનસ સંમેલનના સ્વાગત પ્રમુખપદે

રામાયણ પ્રચાર સમિતિના પ્રમુખપદેથી શેઠશ્રીએ બહારથી આવતા ઘણાય સાક્ષરો, વિશિષ્ટ વિદ્વાનો અને સંત સાધુજનોનાં સ્વાગત કર્યાં છે. વૃંદાવનનિવાસી ગોસ્વામીશ્રી બિંદુજી મહારાજના નિકટ પરિચયમાં પણ શેઠશ્રી પોતે આવ્યા અને એમની સૂચનાથી અખિલ ભારતીય રામચરિત-માનસ સમ્મેલન યોજવામાં આવ્યું, એના સ્વાગત પ્રમુખપદેથી શેઠશ્રીએ સર્વજનોનો સત્કાર કર્યો હતો—

### રામરાજ્યના પુરસ્કર્તા

મહાત્મા ગાંધીજીએ આ યુગમાં રામરાજ્યની ભાવનાને પૂરી રીતે વ્યક્ત કરી. 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂન મચાવી, એમણે માનવ માનવનાં હૈયાંને એક ભાવે ગૂંથ્યાં. એમણે સ્વતંત્રતા અને સ્વરાજ્ય મેળવવા અખંડ તપ કર્યાં અને એમણે એ અવિરત તપના પ્રતાપે દેશને ગુલામીમાંથી મુક્ત કર્યો. દેશમાં સ્વરાજ્યની સ્થાપના થઈ, પરંતુ મહાત્મા ગાંધીજીને એ સ્વરાજ્ય સંતોષી

શક્યું નહિ, એમને મન 'રામરાજ્ય'ની ભાવના વસી હતી અને દેશમાં સર્વત્ર 'રામરાજ્ય'–તુલસીકૃત રામાયણમાં જે રામરાજ્યનું વર્ણન છે–તેવું જ રામરાજ્ય મહાત્મા ગાંધીજી ઝંખતા હતા. એઓ ઇચ્છતા હતા કે 'દેશમાં સ્વરાજ્ય સ્થપાતાં, સર્વજનોનાં શરીર સુંદર અને નીરોગી બને, કોઈ જાતની પીડા આવે નહિ, કોઈનું જલદી મૃત્યુ થાય નહિ, દરિદ્ર દુઃખી કે દીન કોઈ જોવામાં આવે નહિ, કોઈ અજ્ઞાની કે લક્ષણહીન મનુષ્ય રહે નહિ, રામ-રાજ્ય આવતાં જ બધાંના શોકસંતાપ દૂર થાય, અને સર્વજનોનાં હૃદય હર્ષઆનંદથી નાચી ઊઠે.

## સ્વરાજ્ય અને આજની પરિસ્થિતિ

આપણો દેશ હવે સર્વ રીતે સ્વતંત્ર થયો છે. માનવસમાજ-નાં કલ્યાણ અને વિકાસને અર્થે અનેકવિધ પ્રવૃત્તિઓ કરવાની એને સુંદર તક સાંપડી છે. આપણા કુશળ દેશનેતાઓએ પોતાનાં બુદ્ધિ, ચાતુરી, નિપુણતા અને ધીરજથી દેશના અનેકવિધ પ્રશ્નોની પતાવટ કરી, આગળ પ્રગતિ કરી છે. અને પ્રગતિ કરવાની એમની સાચી ભાવના છે.

મહાત્મા ગાંધીજીની અંતિમ ઇચ્છા એ જ હતી કે ભારતમાં 'રામરાજ્ય'ની સ્થાપના થાય. મહાત્મા ગાંધીજીની એ ઇચ્છાને પૂરી કરી, એમના અમર આત્માને શાંતિ આપવાનું કર્તવ્ય ભારતના દરેક પ્રજાજનને માથે છે. ભારતનો પ્રજાજન રામરાજ્યના આદર્શને સમજે, વિચારે, તો થોડા જ વખતમાં આપણા દેશમાં રામરાજ્યની સ્થાપના થાય.

આજે સ્વતંત્રતા મળેલી છે, છતાં દેશમાં અશ્રદ્ધા, અજ્ઞાન અને નાસ્તિકપણું વધારે પ્રમાણમાં જોવાનાં મળે છે. આપણે જો સાવધાન નહિ થઈએ અને આપણી એ પ્રાચીન ઉદાર ભાવનાને આગળ નહિ કરીએ, તો દેશની સાચી પ્રગતિ ક્યારે થશે, એ નક્કી કરી શકાય એમ નથી. જો આપણી રાષ્ટ્રિય સરકાર મદદ

કરે અને 'રામરાજ્ય'ની આદર્શ ભાવનાનો પ્રચાર કરનારાઓને ઉમદા તક આપે, તો પ્રજામાંથી અજ્ઞાન અને વહેમો દૂર થઈ ધર્મના અને નીતિના સંસ્કારોનું પોષણ થાય અને એ રીતે કેળવણી પામેલી પ્રજા જે શાસન ચલાવશે અને જે રાજ્યની સ્થાપના કરશે તે 'રામરાજ્ય'જ બનશે, એવી મારી હાર્દિક ભાવનાને આ પ્રસંગે હું રજૂ કરું છું અને એમાં આપનો બધાનો સાથ ચાહું છું.

મારો એ નમ્ર અનુભવ છે કે 'રામાયણના વિવિધ પ્રસંગોનો યોગ્ય રીતે અભ્યાસ થાય, અને રામ, સીતા, લક્ષ્મણ, ભરત, હનુમાનનાં ચરિત્રો જોઈ, એ આદર્શ આપણા જીવનમાં ઊતરે તો આપણો ઉદ્ધાર થાય, કારણ કે એના અભ્યાસમાં સત્તાવન કરોડ મહામંત્રની આત્મશક્તિ કામ કરી રહી છે. જો ભારતીય નારીજનો સમક્ષ પ્રાતઃસ્મરણીય સીતા મહારાણીની આદર્શ ભાવનાની રજૂઆત થાય, તો આજે જે અજ્ઞાન, પ્રમાદ અને વહેમ જણાઈ આવે છે, તેને બદલે નારીજગતમાં સાચી જાગૃતિ આવે અને એમને પોતાના કર્તવ્યનો બોધપાઠ મળે. રામાયણ જો રાષ્ટ્રિય ગ્રંથ બને અને આપણી રાષ્ટ્રિય સરકાર એને સાથ આપે તો આપણી કેળવણીસંસ્થાઓ દ્વારા આ મહાગ્રંથનો યોગ્ય ફેલાવો થઈ શકે.

### રામ-રાજ્યની ભાવના

આપને મારી એ પ્રાર્થના છે કે મહાત્મા તુલસીદાસજીએ જે રામરાજ્યનું ચિત્ર દોર્યું છે અને મહાત્મા ગાંધીજીએ જે રામરાજ્યની ભાવના પોષી છે, તે આદર્શ ભાવનાનો સંદેશ ઘેર ઘેર અને જને જને પહોંચી, સર્વત્ર સુખ અને શાંતિનાં દર્શન થાય, એ હેતુ માટે આ સંમેલનની યોજના થયેલી છે. વિચારકો, વિવેચકો, કવિઓ અને સાહિત્યકારો અહીં એકઠા થયા છે, તે બધા રામરાજ્યની એ ભાવનાને માનવોના હૈયા સુધી પહોંચાડશો અને પ્રજાને જાગ્રત કરશો, એવી મારી હૃદયની ભાવના છે.

આપણા આજના માનનીય મહેમાન પ્રમુખ શ્રી. રાજર્ષિ પુરુષોત્તમદાસજી ટંડનનું હું હાર્દિક સ્વાગત કરું છું. અમદાવાદ એ જૂનું અને જાણીતું રાજનગર છે. અહીં કદાચ એઓ પ્રથમ વખત જ આવે છે. મહાત્મા ગાંધીજીએ જે સંસ્કૃતિ અને સિદ્ધાન્તની સ્થાપના કરી છે, તેના એઓ સાચા વારસદાર છે. 'રામ-રાજ્ય.' ની ભાવના એમને હૈયે વસી છે. અને રાષ્ટ્રિય સરકારના પ્રતિનિધિ તરીકે એઓ 'રામરાજ્ય'ની સ્થાપના થાય એવી અભિલાષા સેવે છે, એટલે આ રામાયણપ્રચાર અર્થે યોજાયેલ મહા અધિવેશનમાં પ્રમુખ તરીકે એમની યોગ્ય વરણી થઈ છે. એ સાથે 'પ્રેમધર્મ' ને જીવનનું ઉત્તમ ધ્યેય માની, રાષ્ટ્રની ખાતર અનેક કષ્ટો વેઠનાર રાજા મહેન્દ્રપ્રતાપ પણ આ શુભ અવસરે પધારવાના છે. શ્રીકૃષ્ણની વ્રજભૂમિ વૃંદાવનમાં એમણે મોટાં દાન આપી 'પ્રેમ મહાવિદ્યાલય'ની સ્થાપના કરી આપણાં હુન્નરઉદ્યોગો અને કલાઓમાં એમણે નવા પ્રાણ પૂર્યા છે.

ગોરખપુરના બાબા રાઘવદાસજીને સત્કારતાં હું આનંદ અનુભવું છું. ગામડાંઓમાં વસેલી પ્રજા વચ્ચે રહી, પોતે ય ગામડિયા બની, એમણે જે સેવા અને પ્રગતિ કરી છે, તે માટે ગોરખપુર જિલ્લાના એકેએક જનના એ આદરણીય બન્યા છે. હાલમાં ગામડે ગામડે જઈ હાથમાં પાવડો—કોદાળી લઈ, તળાવો અને જળાશયોના ખોદાણકામમાં એ બધાના ઉત્સાહને વધારી રહ્યા છે.

એ ઉપરાંત આપણાં ભાવભીનાં નિમંત્રણોનો સ્વીકાર કરી, જુદા જુદા પ્રાંતના કવિઓ, વિવેચકો, વિદ્વાનો અને કાર્યકરોએ અહીં પધારી, આ અધિવેશનના શુભ કાર્યમાં સહકાર આપ્યો છે, એ બદલ હું આભારની ભાવના અર્પું છું. આપણે બધા ત્રણ દિવસ રોકાઈ, રામાયણના સંદેશને તાજો કરીએ અને રામરાજ્યની ભાવનાને ઘેર ઘેર પહોંચાડીએ, એવી મારી અભિલાષા છે.

## બૃહદ ગુજરાત સંસ્કૃત પરિષદના સ્વાગતપ્રમુખ

ગુજરાત ભરમાં સંસ્કૃતનો સારી રીતે પ્રચાર થાય અને સંસ્કૃત જાણનાર વિદ્વાનોનાં આદરસન્માન થાય એ શુભ હેતુથી આ સંસ્થાની સ્થાપના થઈ છે. એની એક વિશિષ્ટ પરિષદ અમદાવાદ મુકામે મુંબઈના જાણીતા ગોસ્વામી શ્રીકૃષ્ણજીવનજી મહારાજના પ્રમુખપદે યોજાઈ હતી તે પ્રસંગે સર્વ વિદ્વાનોનાં સ્વાગત કરતાં શેઠશ્રીએ જણાવ્યું હતુ કે...

શ્રી બૃહદ્ ગુજરાત સંસ્કૃત પરિષદ અમદાવાદની સ્થાપના થયેલી છે એ અત્યંત આવકારપાત્ર છે. આ પરિષદનો હેતુ સંસ્કૃતની પરીક્ષાઓ જેવી કે પ્રથમા, મધ્યમા, શાસ્ત્રી, આચાર્ય ઇત્યાદિ જે કાશી અને કલકત્તામાં લેવાય છે તે અહીં લેવાનો છે, અને તેથી બૃહદ્ ગુજરાતની સંસ્કૃત પાઠશાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ જેઓને પરીક્ષા આપવા દૂરની મુસાફરીઓ કરવી પડતી હતી અને કાશી અને કલકત્તા જેવાં સ્થળોએ પરીક્ષા આપવા માટે જવાની ફરજ પડતી હતી, તેવાઓની પરીક્ષા લેવાનું કાર્ય આ પરિષદ કરશે અને તેથી સંસ્કૃતના વિદ્યાર્થીઓને ઘણી રાહત રહેશે અને સંસ્કૃતના અભ્યાસને વધુ વેગ મળશે.

સંસ્કૃત ભાષાની ઉપયોગિતા અને એના અભ્યાસની અગત્ય ઉપર બોલવું એ તો સોના ઉપર ઢોળ ચડાવવા સમું લેખાય. સંસ્કૃત ભાષા એ તો આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિ અને આપણી આર્ય ભાવનાનું પ્રતીક છે. સંસ્કૃત ભાષા એ તો આપણી સર્વ ભાષાઓની જનની છે. સંસ્કૃત ભાષામાં આપણા વેદ, ઉપનિષદો, પુરાણો, દર્શન, રામાયણ, મહાભારત ઇત્યાદિ અનેક ધર્મગ્રંથો લખાયેલા છે, અને તેથી તે તે ગ્રંથોનું અધ્યયન કરવા માટે તેમજ આપણી ભારતીય પ્રાચીન સંસ્કૃતિને સારી રીતે સમજવાને માટે સંસ્કૃત ભાષાનો અભ્યાસ વધુ ને વધુ પ્રમાણમાં થાય એ બહુ જ

જરૂરી છે. અત્યારે આપણો દેશ સ્વાધીન બન્યો છે અને આપણી સંસ્કૃતિ જે જગતની અનેક સંસ્કૃતિઓમાં શ્રેષ્ઠ અને સર્વોત્તમ છે, એ આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિને આપણા લોકજીવનમાં સુવિકસિત કરવી હોય તો આપણા અનેક પુરાતન ગ્રંથોનાં અભ્યાસ અને અધ્યયન મોટા પ્રમાણમાં થવાં જોઈએ અને એને માટે સંસ્કૃત ભાષાના અભ્યાસને બને તેટલો વધુ પ્રમાણમાં વિકસાવવો જોઈએ. દેશની સ્વતંત્રતા હાંસલ કર્યા બાદ આપણે આપણી કેળવણીમાંથી પરદેશી ભાષાને બને તેટલી ઓછી કરવા માટે અને શિક્ષણનું માધ્યમ આપણી રાષ્ટ્રભાષા અથવા પ્રાંતિય ભાષાઓને બનાવવાનો પ્રયાસ કરી રહેલા છીએ અને એ દ્વારા આપણા વિકાસને આગળ વધારવા માંગીએ છીએ. આપણા દેશની રાષ્ટ્રભાષા તરીકે હિંદીને પસંદ કરીને આપણી લોકપ્રતિનિધિ સભાએ એક મહત્ત્વપૂર્ણ પગલું ભરેલું છે. હિંદીનો સંસ્કૃત ભાષા સાથે નિકટનો સંબંધ છે એટલે આપણી આ બન્ને ભાષાઓનો વધુમાં વધુ પ્રચાર અને અભ્યાસ થાય એ જરૂરનું છે.

હવે આપણા દેશમાં સંસ્કૃત ભાષાનો વધુ પ્રચાર થાય એ માટે દેશભરમાં સંસ્કૃત માટેની અનેક પાઠશાળાઓ સ્થપાય અને એ સર્વેને કુશળતા પૂર્વક ચલાવવામાં આવે અને એમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તમામ પ્રકારનાં સગવડો અને ઉત્તેજન આપવામાં આવે એ ઈચ્છનીય છે. રાજ્ય તરફથી તેમજ પ્રજા તરફથી આ કાર્યમાં યોગ્ય સહકાર આપવામાં આવે તો આ કાર્ય મુશ્કેલ નથી, એટલે આ પ્રશ્ન ઉપર બહુજ કાળજીપૂર્વક વિચાર કરી લેવા સર્વને વિનંતિ છે.

આપણી શ્રી બૃહદ્ ગુજરાત સંસ્કૃત પરિષદ આ હેતુસર સ્થપાઈ છે અને કાર્ય કરી રહી છે. એને પ્રજાના તેમજ રાજ્યના વધુ ટેકાની જરૂર છે. અને જો એને યોગ્ય ટેકો મળે તો એ પોતાનું કાર્ય ઘણું જ વિસ્તારી શકે અને સંસ્કૃતના અભ્યાસને ફેલાવી શકે.



પોતાની જ્ઞાતિને અર્પણ થએલી સારંગપુરમાની 'લાડની વાડી'



ડાકોરમાં ગોમતી તીરે આવેલી "શ્રી વિઠ્ઠલ નિવાસ" ધર્મશાળા

## જીવન-યમુના

## તૃતીય ખંડ

त्वत्कूले निवसन् यसन्नृजिनव्यूहोऽभिपुष्यन् मुहुः,
पायं पायमपायवारि मधुरं वारि ग्रहेशात्मजे।
दूरीकृत्य ऋणत्रयं सफलयन् जन्मात्मनो निर्भरा-
नन्दास्वादनतत्परो गमयिता कालं कदायं जनः॥

यमुनाष्टक

તારે તીર વસી હરી અઘ બધાં જે સ્નાન નિત્યે કરે,
વિઘ્નોને હરતાં મીઠાં જલ પીએ, હે સૂર્યની આત્મજા,
દેવર્ષિ-પિતૃ-ઋણુ જીવ પર જે તેને હરીને પૂરાં
પૂર્ણાનંદ વિશે નિમગ્ન બનવાને કાલ ક્યારે મળે ?

## શુભાશિષ

(૧) पद्यपञ्चकम् । श्री अनूपराम शर्मा शास्त्री
(૨) प्रशस्तिपत्रम् ॥ श्री हरिशंकर शास्त्री
(૩) શ્રી ગોસ્વામી શ્રીવ્રજરાયજી મહારાજ, અમદાવાદ
(૪) શ્રી ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજ, સુરત
(૫) શ્રી ગોસ્વામી શ્રીકૃષ્ણજીવનજી મહારાજ, બડા મંદિર,મુંબઈ
(૫) શ્રી ગોસ્વામી શ્રીદીક્ષિતજી મહારાજ ,, ,,
(૬) જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્યજી મહારાજ, શારદાપીઠ, દ્વારકા
(૭) આચાર્ય શ્રીદેવેન્દ્રપ્રસાદજી મહારાજ, અમદાવાદ
(૮) સ્વામી શ્રીવિદ્યાનંદજી મહારાજ, ગીતામંદિર, અમદાવાદ
(૯) સ્વામી શ્રીસર્વાનંદજી મહારાજ, વેદમંદિર, અમદાવાદ
(૧૦) સ્વામી શ્રીકૃષ્ણાનંદજી મહારાજ, સંન્યાસાશ્રમ, અમદાવાદ
(૧૧) ગોસ્વામી શ્રીબિંદુજી મહારાજ, પ્રેમધામ, વૃંદાવન
(૧૨) મહારાણા શ્રીનટવરસિંહજી, પોરબંદર
(૧૩) વેદમૂર્તિ શ્રીશ્રીપાદ દામોદર સાતવળેકરજી
સ્વાધ્યાય મંડળ, પારડી
(૧૪) પ્રો. જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ, અમદાવાદ

"श्रीरस्तवत्र"

श्रीमतां धर्मधुरंधराणां वैष्णवाग्रगण्यानां श्रेष्ठिमतल्लजानां श्री हरिदास अचरतलाल-श्रेष्ठिमहाभागानां पादोनशताब्दी(७५)-महोत्सवप्रसंगे प्रदत्तं शुभाशिषां.

## पद्यपञ्चकम्

चकास्ति भूमण्डलमण्डनेऽस्मिन्
पूर्गुर्जरे श्रीनगराभिधाना ।
अनेकयन्त्रालयरम्यभूमिः
श्रीमारते स्वर्गमिवावतीर्णा ॥ १ ॥

काले करालेऽपि कलेरिदानीं
स्वधर्मरक्षाकरणैकदक्षाः ।
सन्त्यत्र विप्रा वणिजस्तथाऽन्ये
सनातने वर्त्मनि वर्तमानाः ॥ २ ॥

सदा सदाचारपरायणानां
श्रीवैष्णवानां धुरि कीर्तनीयः ।
सच्छ्रेष्ठिवर्यो हरिदासनामा
प्राज्ञो वसत्यत्र सदुद्यमाढ्यः ॥ ३ ॥

दानैकदक्षः सुकुलोद्भवश्च
गोपालने प्रीतिसमन्वितश्च ।
सद्धर्मरक्षाकरणैकनिष्ठः
संदृश्यते श्रेष्ठिवरः सदैव ॥ ४ ॥

दीनोद्धारपरायणः सुकृतिनामग्रेसरः श्रीयुतः
सद्धर्माचरणेन विश्वविदितो विद्याप्रियो भक्तिमान् ।
श्रीमच्छ्रेष्ठिगणाग्रगामिगुणवान् पुत्रप्रपौत्रैर्युतः
श्रेष्ठी श्रीहरिदासभाइ भुवने जीयात्समानां शतम् ॥ ५ ॥

शुक्लोपाह्वसदाशिवात्मजः अनूपरामः शास्त्री

परमभगवदीयश्रेष्ठि श्री अचरतलालात्मजहरिदासमहोदयानां
हीरकमहोत्सवस्मारकनिमित्तं

# प्रशस्तिपत्रम् ।

श्रीभारतं धन्यतमं पृथिव्यां
तत्रातिलक्ष्मीपतियासशोभि ।
श्रीगुर्जरत्राभिधमण्डलं च
आस्ते समस्तक्षितिमण्डनं तत् ॥ १ ॥

अत्रास्ति गर्भप्रभुतापतीनां
वासः समस्तक्षितिसज्जनानाम् ।
महालयैर्हर्म्यगणैश्च युक्ता
अहम्मदाबादविराजधानी ॥ २ ॥

गर्भश्रियां मुख्यतमेऽत्र वंशे
श्रीमूलचन्द्रात्मजश्रेष्ठिमुख्यः ।
तस्यात्मजो यो हरिवल्लभाख्यः
श्रीनाथजीपत्कजसेविमुख्यः ॥ ३ ॥

तस्यान्वये श्रीअचरत्तलालः
श्रीकृष्णपादाब्जमरन्दवालः ।
तस्यात्मजोऽयं हरिदासनामा
साक्षाद्धरेर्दासतया प्रसिद्धः ॥ ४ ॥

धर्मात्मको धर्मनिबन्धिनीषु
प्रवृत्तिषु प्रष्ठतयाऽस्ति प्रश्रयः ।
विद्याविनीतो विदुषां समाजे
विद्याभिवृद्धयै बहुशः समेति ॥ ५ ॥

यः श्रीवृद्धगुर्जरसंस्कृताख्य-
विद्वत्समासत्कृत आदरेण ।
गीर्वाणवाणीं प्रति सानुरागो
विराजते मुख्यपदे सदा वै ॥ ६ ॥

अहम्मदाबादसुपाठशाला-
प्रामुख्यपीठे नितरां विराजन् ।
वस्त्राणि द्रव्यं च ददाति काले
गीर्वाणवाणीसमुपासकेभ्यः ॥ ७ ॥

वित्त्य यन्त्राधिपत्यं समधिगतवतो यौवनाधिष्ठितस्य
शर्म प्राप्यापि सर्वं जलकमलतया संसृतावास्थितस्य ।
पादोनं पूरयित्वा शतमितमधुना संवतां गच्छतोऽस्य
भूयादायुष्यमग्रे पुरुषपरिमितं सर्वथा नीरुजस्य ॥ ८ ॥

हरिशंकर अंबाशंकर शास्त्री

## સંદેશ

मथुरा व्रज मण्डल सुघर रसिक प्रेम मरजाद।
प्रेमी श्रीहरिदासवर वसत अहमदावाद॥
—लक्ष्मीनारायण कवि

શેઠશ્રીના હીરક જયંતી મહોત્સવ પ્રસંગે સમારંભગ્રંથ તૈયાર કરીને એમને અર્પવાનો નિર્ણય કરવામાં આવ્યો ત્યારે એ ગ્રંથના એક વિભાગ તરીકે શેઠશ્રી પ્રતિ હાર્દિક સહાનુભૂતિ ધરાવતા ધર્માચાર્યો, સ્નેહી મિત્રજનો, સંસ્થાના સંચાલકો વગેરેનાં શુભાશિષ, શુભ લાગણીઓ અને સેવાભાવના પ્રગટ થાય એ હેતુથી એ બધા સાથે પત્રવ્યવહાર કરવામાં આવ્યો.

શેઠશ્રી પ્રતિ સર્વજનોની સરખી શુભ લાગણી હોવાથી, અમારા લખાયેલા પત્રોના પ્રત્યુત્તરસ્વરૂપે એમના પત્રો સમયસર આવી પહોંચ્યા, તે બધા જ પત્રોનો સારો એવો સંગ્રહ થયો છે. એ બધા જ પત્રો અમે પ્રગટ કરી શકયા નથી તેમજ જે પત્રો અહીં પ્રગટ થાય છે તે પણ પૂરેપૂરા પ્રગટ થઈ શકયા નથી; એ બદલ અમે શુભ ભાવના સેવનાર તે તે પત્રલેખકોની ક્ષમાયાચના માગીએ છીએ. અમારા આ કાર્યમાં ઘણા ઇષ્ટજનો અને શેઠશ્રીના સ્નેહીજનોનો સંપૂર્ણ સહયોગ મળેલો છે, એ બદલ અમે એમના ઋણી છીએ.

ખાસ કરીને આ પત્ર વિભાગમાં જેનો જેનો સાથસહકાર અમને સાંપડયો છે તેમનો અમે ફરીથી આભાર માનીએ છીએ.

# સુવ્યવસ્થિત જીવન

" आकरे पद्मरागाणां जन्म काचमणेः कुतः "

શેઠજીની પેઢીએ પરંપરાગત અનન્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવતા છે. અને એઓ પોતે પણ પિતૃનિર્દિષ્ટ તેમજ ગૃહસ્થોને અનુકરણીય એવી સર્વતોમુખી દાનપ્રવૃત્તિના પથ પર સમય-સમયની અનેક પ્રકારની દુઃસ્થિતિઓનો સામનો કરીને તેમજ સ્વકીય-પરકીયના અવરોધોની અવહેલના કરીને આવા કરાલ કાલમાં પણ અવિરત ઉત્સાહથી ચાલી રહ્યા છે. युक्ताहारविहारस्य...... અનુસાર નિયમિત વ્યાયામાદિથી સુવ્યવસ્થિત જીવન અને ગોસેવા વગેરે એઓના આકર્ષક સદ્‌ગુણોરૂપે પ્રસિદ્ધ છે.

પોતાના ઉત્તરાધિકારીઓને પણ ઉપર્યુક્ત પરમૌદાર્યરૂપ અતૂટ સંસ્કાર-સંપત્તિ આપે અને *શ્રીગોવર્ધનધરણ* પ્રતિ એમનામાં અને તત્સંબંધીઓમાં સપરિવાર અનન્યતા પ્રગટે એવો આ હીરક જયંતી મહોત્સવ પ્રસંગે આશીર્વાદ પાઠવું છું. પુષ્ટિસંપ્રદાય પણ અમારી પ્રેરણાનુસાર એમના દ્વારા વિશિષ્ટ કાર્યોની સેવા ચાહે છે.

તા. ૧૮-૬-૫૬

દા. ગો. શ્રી વ્રજરાયજી મહારાજની
આજ્ઞાથી સમાધાની વલ્લભદાસ માધવજીના ભગવત્સ્મરણ

## સંપ્રદાયનું ભૂષણ

શ્રીયુત હરિદાસભાઈ સાથે અમારો ઘણો જ જૂનો અને ગાઢ પરિચય અને આત્મીય સંબંધ છે. એઓ સમ્પ્રદાયનું ભૂષણ છે. એમનો ગુરુ પ્રત્યેનો પરમાદર, ભગવન્નિષ્ઠા અને પુષ્ટિમાર્ગીય સહિત્યના પ્રચારમાં અભિરુચિ, એ ગુણત્રય વિશેષતાથી વૈષ્ણવ જનતામાં આદરણીય સ્થાન મેળવ્યું છે. સાથે સાથે સનાતન ધર્મની અનેક પરિષદોમાં પ્રમુખસ્થાન સ્વીકારી, તન-મન ધનનો વિવિધ સહકાર આપી સાર્વજનીન ધાર્મિકપ્રિયતા દર્શાવી છે. "आत्मा वै पुत्रनामासि" શ્રુતિન્યાયે આપના ચિરંજીવી નંદદાસભાઈ, ચરણદાસજી અને ચીનુભાઈ પણ પિતાના આદર્શને આદેશવત્ માની, અનુકરણીય સત્પ્રવૃત્તિઓમાં આદરપૂર્વક સાહાય્ય અને સહકાર આપે છે. વિદ્યાનુરાગિતાથી એમના ઘરમાં વિદ્વદાદર ઉદાત્ત ભાવથી થયો છે અને થાય છે. આટલી મોટી વયમાં અને વિપુલ વ્યાપૃતિમાં પણ ઉત્તમ કોટીની ભગવત્સેવારસિકતા અખંડ જાળવી છે. સમ્પ્રદાયમાં, જ્ઞાતિમાં તેમજ ઉચિત યોગ્ય સંસ્થાઓમાં–વિશેષતઃ શૈક્ષણિક કાર્યોમાં ઉદાત્ત દાનપ્રવાહે આપના યશમાં સુવાસના પૂરી છે.

પૂ. પા. ગો. શ્રી વ્રજરત્નલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી

## ગુણોની પ્રશંસા

શ્રીયુત હરિદાસભાઈને હું ઘણાં વરસોથી ઓળખું છું. ગર્ભશ્રીમંત હોવા છતાં એમની સરળતા, ધર્મપરાયણતા, સમાજસેવા માટે તત્પરતા, નિરભિમાનિતા અને ઉદારતા વગેરે ગુણોની પ્રશંસા ઘણાના મુખે સાંભળી હતી. પૂ. શ્રી પિતૃચરણના શ્રીમુખથી પણ એમની પ્રશંસા સાંભળવાનો મને અવસર મળ્યો છે. અમદાવાદમાં ભરાયેલ ગોસ્વામી પરિષદ સમયે તેમજ ૧૯૫૨ની ચૂંટણીના સમયે એમની સાથે ગાઢ પરિચયમાં આવવાનો મને પ્રસંગ મળ્યો, તે સમયે પૂર્વે વર્ણવેલા એમના સર્વે ગુણોની ખાતરી મને સોળે સોળ આના થઈ. આવી વ્યક્તિઓને ભગવાન શ્રીકૃષ્ણ ચિરાયુષ્માન બનાવે એ પ્રાર્થના. તા. ૨૨-૬-૫૬

ગો. શ્રી કૃષ્ણજીવનજી શર્મા

## आधारस्तम्भ

परमभगवदीय पिता के पुत्र होने का सौभाग्य श्री शेठ हरिदासजी को प्राप्त हुवा है। श्री शेठ हरिदासजी में उसी प्रकार की वैष्णवताका अंश हमको नड़ियादमें प्रत्यक्ष हुवा। श्री शेठ हरिदासजी के हाथ से दानका त्रिविध स्रोत सर्वदा वहा ही करता है जिससे हिन्दु समाज, सामान्य सनातन धर्म तथा पुष्टिमार्ग वैष्णव धर्म की सेवा होती ही रहती है। अतिशयोक्ति नहीं है अमदावादमें श्री शेठ हरिदासभाई सामाजिक प्रवृत्ति, सनातन धार्मिक प्रवृत्ति तथा पुष्टिमार्गीय वैष्णव धार्मिक प्रवृत्ति के एक आधारस्तम्भ तुल्य हैं।

परात्पर परब्रह्म परमात्मा भगवान् यशोदोत्सङ्गलालित कृष्ण इनको एवं इनके बालकोंको यावचन्द्रदिवाकरौ पूर्ण सुखी रक्खे, इनके हाथ से अधिकाधिक सेवा धर्म की होती रहे॥ इति शम्॥
ता. ६-९-५६

## ભગવદ્ભક્તિભૂષણ

શ્રી શંકરાચાર્યશ્રી અનંતશ્રીવિભૂષિત શ્રીઅભિનવ સચ્ચિદાનંદ તીર્થ સ્વામીજી મહારાજના શુભાશીર્વાદ.

'भगवद्भक्तिभूषण' શેઠશ્રી હરિદાસ અમરતલાલજીનો હીરકમહોત્સવ થાય છે, એ વાત સાંભળી અત્યંત પ્રસન્નતા થઈ છે. શ્રીમાન શેઠજીની ધાર્મિક-સામાજિક તથા વિવિધ કાર્યોમાં પ્રવૃત્તિ પ્રશંસનીય છે. ભગવાન શ્રીચંદ્રમૌલેશ્વર તથા શ્રી-દ્વારકાધીશની કૃપાથી શ્રી શેઠશ્રી શતંજીવી થઈ, ધાર્મિક કાર્યોમાં અગ્રગામી બનો એમ પુનઃ શુભાશીર્વાદ.

તા. ૪-૭-૫૬

## परमार्थजीवन

"शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते"—यह वाक्य शेठ श्री हरिदास अमरतलालभाई के जीवनचरित्र पर विचार करने से यहाँ सार्थक प्रतीत होता है. इनके शीलता, सज्जनता, समता, आदि गुणों से सब कोई अवश्य मुग्ध होते हैं. इनका परमार्थजीवन गुजरात को गौरव लेने योग्य है. भगवान् श्री स्वामिनारायण से प्रार्थना है कि इनकी लौकिक पारलौकिक अभ्युन्नति के साथ इनको दीर्घायु का प्रदान करें।

ता. २०-६-५६

धर्मधुरंधर आचार्यमहाराज श्रीदेवेन्द्रप्रसादजी की आज्ञासे

दुर्गानाथ झा.

# धर्म की सेवा

प्रभुसे यह ही प्रार्थना है कि श्रीमान शेठजी को दीर्घ आयुष्यमान बनावें और उनके हाथों से धर्म की तथा संत, गौ, ब्राह्मणों की सेवा करने की उदारता प्रदान करें।

ता. ४-८-५६

विद्यानन्द

# हिंदु संस्कृति के प्रतीक

शेठ हरिदास अहमदाबाद के प्रसिद्ध उद्योगपति हैं और शेठजी चरित्रशील भगवद्भक्त एवं धर्मशील हैं। आप सभी धार्मिक संस्थाओं में सहयोग देते हैं। आपने अपने जीवनमें लक्ष्मीपात्र होने का सौभाग्य प्राप्त किया है। आप भगवत्कृपापात्र भी हैं। आप के जीवन का अधिक भाग भगवदनुष्ठान एवं भागवत के परिशीलन में व्यतीत होता है। आप सनातन धर्म एवं हिन्दु संस्कृति के प्रतीक हैं। इस विकट समय में भी आप धर्म का पालन करने में तत्पर रहते हैं।

ता. २०-८ ५६

सर्वानन्द

# धार्मिक कार्यों में तत्पर

श्रीमान् शेठ हरिदास अचरतलालजी की आयु ७५ वर्ष की होने पर धार्मिक जनता उनका हीरक महोत्सव मना रही है, यह बड़े हर्ष का विषय है। श्रीमान् शेठ हरिदास अचरतलालजी धर्मप्राण माने जाते हैं। धर्म में आपकी बड़ी निष्ठा है।

धार्मिक कार्यों में आप सदैव तन, मन, धन से तत्पर रहते हैं. श्रीसत्तासंपन्न होने पर भी सामान्य जन भी धार्मिक कार्य में आपका आवाहन करते हैं तो आप सहर्ष उत्साह के सहित वहां पर जाते हैं और उस धार्मिक कार्य को संपन्न करने का प्रयत्न करते हैं। ता. २९-६-५६

# सहृदय वैष्णव

श्रीयुत् शेठ हरिदासजी अहमदाबाद के प्रतिष्ठित सज्जनो में जिस प्रकार प्रधान स्थान रखते हैं, उसी प्रकार धार्मिक जगत् में भी वे विशेष सम्मान्य एवम् उज्ज्वल व्यक्तित्व के द्योतक हैं। उनकी धर्मनिष्ठा, भगवद्भक्ति, तथा, परोपकार और उदार वृत्ति वास्तव में प्रशंसनीय, श्लाघनीय, अथवा अनुकरणीय है। मेरा जहां तक, शेठ साहब और उनके परिवार तक से संपर्क है वहाँ तक उनकी श्रेष्ठता की साक्षी यदि अनेक बार मुक्त कण्ठ से की जाय तो भी वह कम है।

सरलता, सहृदयता, सौशील्य, आपके जीवन के अंग ही नहीं अपि तु आभूषण बने हैं।

ता. १८-६-'५६

# अच्छे धनिक और परम धर्मनिष्ठ

माननीय धर्मनिष्ठ शेठ श्री हरिदासजी के साथ मेरा परिचय अच्छा है। मैं यद्यपि उनसे बहुत बार मिला नहीं हूं, तथापि पं. विष्णुदेव सांकलेश्वर पंडितजी के साथ मैं शेठ श्री हरिदासजी को मिला हूं और यह मिलना उनके नैष्ठिक धर्मभाव के साथ मेरा अच्छा परिचय होनेके लिये कारण हुआ है और इस कारण मेरे अन्तःकरण में उनके धर्मभाव के विषयमें बड़ा आदर उत्पन्न हुआ है। धनिकों में धर्मनिष्ठा कम होती है, परन्तु श्री शेठ हरिदासजी अच्छे धनिक हैं और परम धर्मनिष्ठ भी हैं। मेरा मन उनकी धर्मश्रद्धा देख कर अत्यत आनंदित हुआ है। परमेश्वर करें और ऐसे धर्मप्रेमी धनिक हमारे भारत देशमें अधिक संख्या में हों।

श्री शेठ हरिदासजी गौ के असीम भक्त हैं। गौ का भारत में संरक्षण करने के लिये जो हो सकता है वह करने के लिये वे तत्पर हैं। गौ का रक्षण हुआ तो भारत देश कई रोगों से मुक्त हो सकता है, इस लिये गोप्रेमी भारतवर्ष की नीरोगिता बढ़ानेवाले हैं ऐसा मैं मानता हूं।

"वैतरणी नदी" पाप की नदी है। इसमें से पार करने के लिये गौकी दूम पकडनी चाहिये। अर्थात् गौ का दूध, दही, छाछ, घी, मक्खन, मूत्र तथा गोबर ये सब पदार्थ शरीर में से पापको दूर करनेवाले हैं। अनेक रोगों के आक्रमणों से बचानेवाले हैं। गोरक्षाका यह रहस्य है। श्री शेठ हरिदासजी गोरक्षा का महत्त्व अच्छी तरह जानते हैं इस कारण वे सच्चे गोरक्षक हैं।

ये व्यायामप्रेमी भी हैं। व्यायाम कर के गौ का दूध पीने से जैसी युवानों की पुष्टि होती है वैसी दूसरे उपायों से नहीं हो सकती यह तत्त्व ये अच्छी तरह जानते हैं।

## જનસમાજની સેવા

શેઠ શ્રીહરિદાસભાઈએ પોતાના અનેક સદ્‌ગુણોથી એક આદર્શ જીવન ગાળ્યું છે, એટલું જ નહિં, પણ એ ગુણોથી અનેકનાં દિલ પણ જીતી લીધાં છે. તેથી સ્વાભાવિક છે કે આજના આ માંગલિક પ્રસંગે એઓશ્રીના અસંખ્ય ગુણાનુરાગીઓ અને મિત્રો ચાહી રહ્યા હશે કે એઓશ્રીને ઈશ્વર કાયમ સુખી રાખે, અને જનસમાજની હજુ વિશેષ ને વિશેષ સેવા કરવા માટે ઘણાં વર્ષો એઓશ્રીની રક્ષા કરે. એ શુભેચ્છામાં હું સમભાગી બનું છું.

## વૈષ્ણવકુલભૂષણ

શ્રીમાન વૈષ્ણવકુલભૂષણ શેઠ હરિદાસ અચરતલાલ મહોદયના ૭૫મા વર્ષના ઉત્સવનિમિત્તે તેમના જીવનના કાર્યનો ગ્રન્થ પ્રકાશિત કરવાનો છે તે જાણી બહુ આનંદ થયો છે. આ શુભ કાર્ય લોકોપયોગી, ચિરસ્થાયી અને દ્દષ્ટાન્તયોગ્ય થઈ પડશે એમ હું માનું છું.

સનાતન ધર્મના કાર્યમાં એઓ હમેશાં કમર કસવા તૈયાર હોય છે, અને ગોરક્ષા, મંદિરરક્ષા અને ધર્મપ્રચાર જેવા વિષયોને તો એમણે પોતાના જ કરી લીધા છે. તેમ બીજી તરફથી દેશભક્તિથી તેઓ રાજ્યમાન્ય અને લોકપ્રિય થયા છે.

## શુભ ભાવનાઓ

1. Shree Gulzarilal Nanda, New Delhi
2. Sir Chunilal B. Mehta, 52, Ridge Road, Mabarhill, Bombay 6
3. Shree Ambalal Sarabhai, Sahibag, Ahmedabad
4. „ Y. S. Nanjaiah Setty, P. B. 524, Chickpet, Banglore 2
5. „ Y. S. Gopalkrishna Setty. Sudama house, Chickpet, Banglore 2
6. Lodd Giridhardas, Govind Palace, Mount Road, Madras
7. Shree Bhagvandas Dahyabhai, Haribhakti, Ahmedabad

૮ श्री मुंगतुराम जैपुरिया, स्वदेशी हाउस, सिविल लाईन, कानपुर

૯ રાજરત્ન નાનજી કાળિદાસ સુગાંડા રોડ, પોરબંદર

૧૦ શ્રી મનસુખરામ આત્મારામ માસ્તર, મુંબાઈ

૧૧ શ્રી પુરુષોત્તમદાસ ગોકુલદાસ, નેતાજી રોડ, જ્યોર્જટાઉન, મદ્રાસ

૧૨ નગરશેઠ રતનલાલ મગનલાઈ હરિભક્તિ, ઘડિયાળી પોળ, વડોદરા

૧૩ શ્રી સાકરલાલ બાલાભાઈ, એલિસબ્રીજ, અમદાવાદ

૧૪ શ્રી શાંતિલાલ મંગળદાસ શાહીબાગ, અમદાવાદ

૧૫ શ્રી બાલાભાઈ ગિરધરદાસ „ „

૧૬ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ „ „

૧૭ શ્રી ભાઈદાસ મગનલાલ શેરબજાર, મુંબાઈ

૧૮ શ્રી ગોવિંદલાલ માણેકલાલ શાહીબાગ, અમદાવાદ

૧૯ શ્રી ભોગીલાલ મ. શાહ. મધુ મહાલ, કૃષ્ણનગર, ભાવનગર

૨૦ શ્રી ભોગીલાલ હરગોવિન્દદાસ, સાગરનિવાસ, વાલકેશ્વર, મુંબઈ ૧

૨૧ શ્રી શિવજીભાઈ ધરમશી શેઠિયા, કલાઈવ બિલ્ડિંગ, નેતાજી રોડ, કલકત્તા

૨૨ શ્રી જગમોહનદાસ વરજીવનદાસ નગરશેઠ, આંગ્રે બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબાઈ

૨૩ શ્રી શંકરલાલ બેન્કર શાહીબાગ, અમદાવાદ

૨૪ પ્રો. નાગરદાસ ખાંભણિયા ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ

૨૫ ડૉ. જયશંકર એમ. મહેતા, ટોળકનગર, એલિસબ્રીજ, ,,

૨૬ શ્રી ઇન્દ્રવદન એમ. નાણાવટી અમદાવાદ

## • Best Wishes

I convey very pleasant recollections of my contact with Sheth Haridas Achratlal for many years. I send my best wishes.

9-12-'56 —Gulzarilal Nanda

## A Very Successfufl Industrialist

I know Seth Haridas Acharatlal since many years as a very successful industrialist and also as a gentlaman with high religious sentiments and of *charitable nature. He is known for his generosity* and liberality combined with simplicity of life and high ideals.
29-5-'56

Yours sincerly

Chamanlal Mehta

## A Person of Good Intentions

"I have known Seth Haridas Achratlal for more than 45 years. I always found him to be a person of good intentions "
June 11, 1956

*Yours sincerely*

## Actively Engaged

Now-a-days, it is no ordinary achievement to complete seventyfive years Even at seventyfive, Seth Sri Haridasbhai has not only maintained good health but also has the rare distinction of being actively engaged in running several Industrial concerns while he continues to serve the community in various ways. His life is an inspiring example.

25-7-56 Yours faithfully

## Evoke Our Admiration

While we were running Ramkumar Mills at Ahmedabad, I had occasion to get accquainted with Sri Haridasbhai and when he came to Bangalore and spent some time with us, I had the good opportunity to come into closer contact with him He has been evencing extraordinary energy at an age of seventyfive His ability to establish big Textile Mills and his capacity to activily manage them at such an age evoke our admiration. His religious and philanthrophic nature would impress anyone who comes in contact with him.

July 25. 1956 Yours faithfully

# A Bacon Light for Charitable Acts

Every one will bespeak about the good head and heart of Sri Haridas Sheth who has been a beacon light for the manysided charitable ac's and the enormous betterment improvement of the Mills, making it as if it were a gold mine and his happy family consisting of his Putra-Ratnas and his dear daughter, who are all gems of the family. I am reminded of the saying " आत्मा वै पुत्र-नामासि ". He is a good counsellor to the needy. In his lifetime he has already made many useful charities. He is of kind and sober temperament and a good task-master too.

May God Shree Krishna Paramatma shower on him blessing for a further happy prosperous long life to him and his dutiful sons and with all the good surroundings and members of the family.

June 14, 1956

Yours truly

Sridhardas

# Runs with The Times

Sheth Haridasbhai though old in age is a unique personality possessed as he is of all modern characteristics. One finds him always active. In the words of Shri Jawaharlal Nehru " Rest to him is a crime' " आराम हराम है । " He is never passimistic. He has really put into practice the proverb " Success comes to those who dare and act; it seldom goes to timid. " His reputation as one of the modern Industrialists of Ahmedabad is so well known that it needs hardly any mention. The 'Vijay Mill' of Ahmedabad has achieved wonderful progress in Textile Industry under his able guidance.

Sheth Haridasbhai is never lacking in foresight. He runs with the time and never allows any one to him that 'repentence is too late'. Every problem though great or small is tackled by him in such a deep manner that it brings success to him.

10-7-56

Yours faithfully

# अभिनन्दनीय सेवाएँ

शेठजी की धार्मिक प्रवृत्ति, व्यापारिक प्रतिभा और दरिद्रनारायण की सेवाएं अभिनन्दनीय है। अपने समय में व्यावसायिक जगत में जो स्थान उन्होंने प्राप्त किया हैं वह बहुत कम लोगों को मिल पाता है, अतः यह सर्वथा समयोचित है कि नई पीढ़ी उनके कार्यो का मूल्यांकन कर प्रेरणा प्राप्त करें।

वे पूज्य पिताजी (स्व. शेठ आनन्दरामजी जैपुरिया) के उन अभिन्नहृदय मित्रों में से हैं जिनके निकट से दर्शनों का मुझे और मेरे परिजनों को अनेक बार सौभाग्य हुआ है। उनकी मृदुभाषिता, विनम्रता, तत्त्वदर्शिता और स्पष्टवादिता अनुकरणीय है। स्मृति के पन्नों पर यद्यपि विस्मृति का धुंधलका सा छा गया है किन्तु उनके साहचर्य के अनेक संस्मरण आज भी तमिस्रा के नक्षत्रों की भांति प्रकाशमान हैं।

ता. ३१-८-१९५६

## દેશના વિકાસમાં સુંદર ફાળો

શ્રીમાન શેઠશ્રી હરિદાસભાઈ તથા તેઓશ્રીના કુટુમ્બ સાથે મારે વીસેક વર્ષનો કુટુમ્બ જેવો મીઠો સંબંધ છે. મારે જ્યારે અમદાવાદ જવાનું થાય ત્યારે તેઓશ્રીના દર્શનનો અને ધર્મજ્ઞાન તથા વ્યાપારી અનુભવનો લાભ લેતો રહું છું. તેઓશ્રી પણ યાત્રાએ અથવા અન્ય કાર્ય માટે આ તરફ પધારે છે ત્યારે અમોને તેઓશ્રીના સહવાસ અને અનુભવજ્ઞાનનો લાભ આપે છે. તેઓશ્રી ઉચ્ચ સંસ્કારી અને ધાર્મિક વૃત્તિવાળા કુટુમ્બના

છે. વડીલોની જેમ તેઓશ્રીમાં પણ ઊંડી ધાર્મિક ભાવના અને સહૃદયતાના સદ્ગુણો ભર્યા છે.

ઉદ્યોગક્ષેત્રે શ્રીમાન શેઠશ્રી હરિદાસભાઈએ અનેકવિધ સફળતા પ્રાપ્ત કરી આપણા દેશના વિકાસમાં સુંદર ફાળો આપ્યો છે. તેમજ હંમેશાં બીજા વ્યાપારી ભાઈઓને સહકાર તથા દોરવણી આપી મદદ કરતા આવ્યા છે. તેઓશ્રી સ્વભાવે સૌજન્ય-શીલ, શાંત પ્રકૃતિના અને મિલનસાર હોવાથી નાના મોટા સહુને પ્રિય થઈ પડ્યા છે. તેઓશ્રી સાથેના સહવાસ દરમ્યાન તેઓ-શ્રીની આર્ય ધર્મ પ્રત્યેની શ્રદ્ધા તથા ગરીબો માટે હમદર્દી અને પ્રેમ હું જોઈ શક્યો છું. હંમેશા તેઓશ્રી ગુપ્ત અને જાહેર દાન દ્વારા જનતાની સેવાનાં કાર્યોમાં બનતી સહાય કરતા આવ્યા છે અને કરી રહ્યા છે, જે બદલ તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે.

તા. ૧-૬-'૫૬

## ઉદાર જિગરવાળા ઉદ્યોગપતિ

વિજય મિલના રજતોત્સવ પ્રસંગે શેઠ હરિદાસમાં મને એક દેશપ્રેમી ઉદ્યોગપતિનાં દર્શન થયાં. પોતે સ્થાપેલા ઉદ્યોગમાં પોતાના કુટુંબીજનોને સર્વ પ્રકારની તાલીમ આપી, તે ઉદ્યોગને વિકસાવવાની તથા સમૃદ્ધ બનાવવાની પ્રેરણા તથા તે માટે જોઈતું ચૈતન્ય આપનાર એક વિચારશીલ અને કુટુમ્બનું ગૌરવ વધારનાર કુટુમ્બના એક સાચા વડીલ તરીકેની મને એમની પિછાન થઈ. કામદારો સાથે સમાનતા, માનવતા અને કુનેહથી કામ લઈ, તેઓને પોતાના કેમ કરી શકાય, એવા ઉદાર જિગરવાળા મિલમાલિકનો

મને બોધપ્રદ અનુભવ થયો. પંચોતેર વર્ષની પાકી વયે યુવાનોને શરમાવે એવી શ્રદ્ધા, સ્વાશ્રય, ઉત્સાહ અને તન્મયતાથી સતત પુરુષાર્થ ખેલનાર અને પ્રફુલ્લિત મુખારવિંદની પ્રતિભા અને પ્રભાથી સર્વ કોઈને આકર્ષનાર એક મહાનુભાવને જોઈ મને આનંદ થયો અને અંતરમાંથી એમને ધન્યવાદ આપી રહ્યો....આવા નરોત્તમને પ્રભુ દીર્ઘાયુ બક્ષો તથા દેશની સાચી સેવા કરવાની એમને સર્વ શક્તિ અર્પો એવી પ્રાર્થના છે.

તા. ૧૨-૧૦-૧૯૫૬

મનસુખલાલ આત્મારામ માસ્તર

## ધર્મ પ્રતિની ભાવના

શ્રીમાન શેઠશ્રી હરિદાસ અચરતલાલ સાથે હું ઘણા વખતથી નિકટ પરિચયમાં છું. એઓશ્રી વિશે મને જે કાંઈ થોડું લખવાની આ તક મળી છે તે માટે હું ખરેખર અંતરના ઊંડા આનંદ સાથે લખું છું. શેઠશ્રી હરિદાસભાઈ સાધારણ રીતે ઉચ્ચ કક્ષાની વ્યક્તિઓમાં હોવા જોઈએ તેવા સર્વ ગુણો ધરાવે છે. તેઓશ્રીની ધર્મ પ્રત્યેની ભાવના અને ઉદારતાનો ખાસ કરીને જે એક વિશિષ્ટ ગુણ છે તેની મારા ઉપર એવી તો ઊંડી છાપ પડી છે કે આ તકે મારાથી તેમની પ્રશંસા કર્યા સિવાય રહી શકાતું નથી. તા. ૧૯-૬-'૫૬

[illegible signature]

## સાહસ ખેડવામાં તૈયાર

શેઠશ્રી હરિદાસભાઈ એક મહાન સજ્જન પુરુષ છે. તેમનો સ્વભાવ ઘણો જ માયાળુ હોઈ, જે કોઈ તેમના પરિચયમાં એક વાર આવે કે તેને એમ જ લાગે કે જાણે એઓશ્રી પોતાના ઘણા જૂના સંબંધી અને સ્નેહી છે. તેમના સ્વભાવમાં સરળતા અને નિખાલસતા સ્પષ્ટ તરી આવે છે. તેઓ સ્પષ્ટવકતા, નિરભિમાની, ઉદાર, ધર્મનિષ્ઠ, સહૃદયી, અને નિશ્ચયી પુરુષ છે. તેમનામાં ખોટો આડંબર કે દેખાવ કદીયે જોવામાં આવતાં નથી. વ્યાપાર અંગે સાહસ ખેડવામાં તેઓ ધૈર્યવાન અને ઉત્સાહી છે, તેમજ તેની વ્યવસ્થામાં પણ તેટલા જ કુશળ અને બાહોશ છે. તેમણે પોતાના ધંધાનો ખૂબ ખૂબ વિકાસ કર્યો છે. વિજય મિલ વગેરે ઉદ્યોગોને તેમણે ઘણા સારા સદ્ધર પાયા પર વિકસાવ્યા છે. ધંધા પરત્વે તેઓ ઘણા જ ઉત્સાહી અને ખંતીલા હોઈ પોતાના વિકસાવેલા ધંધાનો લાભ પોતાની નિકટમાં આવનાર પોતાના કુટુંબીજનો તથા સ્નેહીઓને પણ આપ્યો છે, તે તેમની કુનેહ અને સદ્‌ગુણોનો પ્રભાવ છે. તેમણે હમેશાં સાહસ ખેડવામાં કદીએ પાછી પાની કરી નથી. તેમણે પોતાનું Go on (આગળ વધો)નું સૂત્ર હમેશાં અપનાવેલું છે. તેના પરિણામે તેમના ધંધા વગેરેનો વિકાસ તથા આબાદીનું પરિણામ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે.

તા. ૨૦–૯–૫૬

## સદાય તરુણ અને હસમુખા

શેઠ હરિદાસના નિકટ પરિચયમાં હું ઘણાં વર્ષોથી છું. તેઓની ધાર્મિક અને સામાજિક પ્રવૃત્તિઓ સર્વદેશીય, વિશાળ અને પ્રસિદ્ધ છે. ગોપાલન અને શારીરિક કેળવણી એ પ્રત્યેક હિન્દી નાગરિકનો સ્વધર્મ છે તેવો તેઓનો સતત પ્રચાર હોય છે.

તેઓ અવસ્થાવાન હોવા છતાં શરીરસ્વાસ્થ્યે અને માનસિક બળે સદાય તરુણ છે એ જ તેઓના સદા હસમુખા ચહેરાનું વિશિષ્ટ કારણ છે. તા. ૪-૮-'૫૬

## પુણ્યશાળી કુટુંબના વડા

શેઠશ્રી હરિદાસભાઈ અનેક સામાજિક પ્રવૃત્તિઓમાં પણ ઊંડો રસ ધરાવે છે અને અનેક ધાર્મિક અને સામાજિક સંસ્થાઓને ઉદાર દિલે સહાય આપતા આવ્યા છે. તેમનાં અનેક દાનો તો ગુપ્ત દાનો જ હોય છે. કીર્તિનો એમને મોહ નથી અને એટલે તો એ પ્રસિદ્ધિથી દૂર રહેવામાં જ માને છે. લગભગ દરેક વિષયનું તેમનું જ્ઞાન વિશાળ છે અને તેમની બહુશ્રુતતા પણ એટલી જ વિશાળ છે.

આજથી ૫૫ વર્ષ પહેલાં તેઓશ્રી પોતાની મિલ-લાઈનમાં જોડાયા હતા અને આજે તેઓનો આ લાઈનનો અનુભવ અગાધ છે. તેમનું કુટુંબ મિલ-ઉદ્યોગના ક્ષેત્રે દિન-પ્રતિદિન સુંદર પ્રગતિ સાધી રહ્યું છે. વળી તેઓના ત્રણે પુત્રો તેમની પાસેથી તાલીમ પામીને પોતાના ક્ષેત્રમાં પિતાએ પાડેલ સુંદર પ્રણાલિકાને આગળ ધપાવી રહ્યા છે. શેઠશ્રી હરિદાસભાઈના કુટુંબના કોઈ પણ સભ્યને તમે મળો તો જરૂર લાગે કે એક પુણ્યશાળી અને ધાર્મિક કુટુંબની વ્યક્તિને મળ્યાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થયો છે.
તા. ૨૪-૮-૫૬



વિજય મીલ, અમદાવાદ (વિહંગ દ્રશ્ય)

## અમારા કુટુંબના વડા

શ્રી હરિદાસભાઈ અમારા કુટુંબમાં વડા છે. તેમને પંચોતેર વરસ પૂરાં થયાં અને છોતેરમાં વરસમાં તેમનો પ્રવેશ થયો છે તે પ્રભુની કૃપાનું ફલ છે. તેમણે વ્યાયામ દ્વારા પોતાનું શરીર સાચવી રાખ્યું છે અને દાન આપીને લોકોનું પોતા તરફ આકર્ષણ રાખી શક્યા છે. ધર્મ તરફ ભાવના રાખીને લોકોને બોધપાઠ આપ્યો છે. કેળવણી માટેનો તેમનો રસ સારો છે. આ બધાંના પરિણામે સરસ્વતી અને લક્ષ્મી બેનો સહયોગ રાખી શક્યા છે. કેટલેક ઠેકાણે લક્ષ્મી અને સરસ્વતી બન્ને હોય છે, છતાં સંતતિથી વિમુખ હોય છે. પરંતુ તેમને સંતતિમાં ત્રણ પુત્રો અને એક પુત્રી છે, એટલે ઈશ્વરે તેમને ઐહિક સુખ બધી જાતનું આપેલ છે. નીતિ હોય છે ત્યાં જ આ બધી વસ્તુઓનો સુમેળ રહે છે. તેઓએ તેમના વડીલોને પંથે અનુસરણ કર્યું છે તેવી રીતે તેમની પ્રજા પણ કરશે, એવું હું ઇચ્છુ છું. પ્રભુ તેમને લાંબું નીરોગી આયુષ્ય આપો.

તા. ૪-૮-૫૬

## નિખાલસ સ્વભાવ

'શેઠ હરિદાસના કુટુંબ સાથે મારો ત્રણ પેઢીથી નાતો છે. તેઓ એક નિખાલસ સ્વભાવના ચુસ્ત વૈષ્ણવજન છે, અને જાહેર કાર્યોમાં સારો રસ ધરાવે છે. તેમને ઈશ્વર લાંબું આયુષ્ય અને સુખાકારી બક્ષે તેવી મ્હારી પ્રાર્થના છે.

તા. ૩-૭-૫૬

## જાહેર જીવનમાં ફાળો

પોતાની કુશાગ્રબુદ્ધિ અને ખંત વડે તેમણે પેઢીની વ્યાપારી પ્રવૃત્તિમાં અનેકગણો વધારો કર્યો, એટલું જ નહિ, પરંતુ નવા ઉદ્યોગો પણ સ્થાપ્યા. અમદાવાદના જાહેર જીવનમાં એમનો હિસ્સો ખૂબ આગળ પડતો છે. ગૌશાળા ધર્મશાળા વગેરે સ્થાપી સંપ્રદાયની પણ એમણે સારી સેવા બજાવી છે. પોતે વૈષ્ણવ સંપ્રદાયના હોઈ, વૈષ્ણવ આચારો અને મર્યાદા ચુસ્તપણે પાળે છે. પંચોતેર વર્ષની ઉંમરે પણ શેઠશ્રી જે આરોગ્ય ભોગવે છે તે આજની ઊગતી પ્રજા માટે આદર્શ સમાન છે. જ્યારે જ્યારે પ્રસંગ મળે છે ત્યારે યુવકોને વ્યાયામની ખાસ સલાહ આપે છે. એમનો સ્વભાવ નિખાલસ અને સરળ છે. પ્રસંગ મળતાં કલાકો સુધી બેસી એમની સાથે વાત કરવાનું મન થાય.

તા. ૧૨-૬-૫૬

## અનુકરણીય દાનપ્રિય જીવન

શ્રીહરિદાસભાઈનો દાનપ્રવાહ એમ તો અનેક નાનામોટા સ્વરૂપમાં અવિરતપણે ચાલુ જ છે, અનેક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ, પુસ્તકો, અને સહાયતાઓ તો તેઓશ્રી આજ સુધી આપતા જ રહ્યા છે. પોતાનાં માતુશ્રીના સ્મરણાર્થે ડાકોરમાં એક સુન્દર ધર્મશાળા બંધાવી છે. કનીજમાં શ્રી સરસ્વતી પ્રસૂતિગૃહ પણ તેઓશ્રીએ જ બંધાવેલું છે, અને પોતાના ઇષ્ટસ્થાન શ્રીનાથજીમાં એક ગૌશાળા બંધાવીને મોટી રકમનું દાન કર્યું છે. જીવનમાં ધર્મ અને ધર્મમય જીવન એ પ્રત્યક્ષ જોવાં હોય તો તેઓશ્રીના જીવનને સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળીને જોવું પડે. કોઈ પણ ધાર્મિક સેવાનું કાર્ય હોય, કોઈપણ ધાર્મિક સંસ્થાને સહાયતાની આવશ્યકતા હોય તો તેના સંચાલકોની પ્રથમ દૃષ્ટિ શ્રીહરિદાસભાઈ તરફ દોડે છે, અને પોતાની પરંપરાગત પ્રણાલિકા અનુસાર તેઓશ્રી તરફથી તેમને અવશ્ય સહાયતા મળે છે.

શ્રી શુદ્ધાદ્વૈત પુષ્ટિ સંપ્રદાય એ એમનો કુલધર્મ અને આત્મધર્મ છે. તેમને ત્યાં શ્રીની સેવા પધરાવેલી છે. ધાર્મિક સાહિત્યના ગ્રન્થોનો અભ્યાસ એ એમનું નિત્ય વ્યસન છે.

જુલાઈ, તા. ૧૨, ૧૯૫૬

## દૃઢ-નિશ્ચયબળના હિમાયતી

કેટલીક વ્યક્તિઓના જીવનમાં ધર્મ અને ધર્મનું પાલન એ માત્ર ઓપચારિક બની જાય છે, જ્યારે કેટલીક વ્યક્તિઓના જીવનના દરેકે દરેક કાર્યમાં ધર્મ અને ધર્મનું પાલન

એવાં તો વણાઈ જાય છે કે સમગ્ર દષ્ટિએ જોતાં એ વ્યક્તિઓની ઊંડી ધર્મપરાયણતાની આપણા મગજ ઉપર ઘેરી છાપ પડે છે. શેઠશ્રી હરિદાસભાઈના પ્રસંગમાં બહુ વખત આવવાનું સદ્ભાગ્ય મને સાંપડયું નથી, પરંતુ જે થોડા પરિચયમાં આવ્યો છું તે પરથી તેઓની ધર્મપરાયણતાની મારા મન ઉપર ન ભૂંસી શકાય તેવી છાપ પડી છે, અને એ ધર્મ માત્ર આચરણનો નહિ, પણ સાચી અને ઊંડી સમજપૂર્વકનો ધર્મ. એ ધર્મપરાયણતાએ તેમને દઢ-નિશ્ચયબળ આપ્યું છે અને તેમના જીવનમાં એ નિશ્ચયબળે અગત્યનો ભાગ ભજવ્યો છે. સાચી રીતે નિશ્ચય કરવો અને તેને તેવી જ સાચી રીતે વળગી રહેવું એ કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી.

તા. ૬-૮-૫૬

## મમતાળુ વડીલ અને ધાર્મિક જન

શેઠશ્રી હરિદાસભાઈની વિવિધ પ્રકારની લોકકલ્યાણકારી વૃત્તિ બીજાને પ્રેરણારૂપ થઈ પડે છે અને એ રીતે હું તેમને એક આદર્શ વડીલ તરીકે સ્વીકારી પ્રેરણા મેળવતો રહ્યો છું. તેમની ધાર્મિક વૃત્તિ એટલી તીવ્ર છે કે આટલી વયોવૃદ્ધ ઉંમરે પણ ૧૯૫૫ના ડિસેમ્બર માસમાં ૩૦ થી ૩૫ માણસના રસાલા સહિત મદુરાથી ત્રિવેન્દ્રમ્ યાત્રાનિમિત્તે આવ્યા હતા અને તે વખતે તેમની સેવા કરવાનો તેમજ તેમની ધાર્મિક લાગણી જોવાનો લાભ મળ્યો હતો.

૧૮ મી, જૂન, ૧૯૫૬

## નિયમિત વ્યાયામના હિમાયતી

શેઠશ્રીને આ ઉંમરે પણ રોજ થોડું તો ચાલવું જ જોઈએ એવો એમનો નિયમ છે અને આ કારણે જ આ ઉંમરે તેઓ આ તંદુરસ્તી જાળવી શકયા છે. ફકત પોતાને માટે જ નહિ, પણ એમના પુત્રપરિવાર તથા સગાં સંબંધીઓને પણ નિયમિત વ્યાયામ માટે ઉત્તેજન આપ્યે રાખે છે.

એમની ધાર્મિક નિષ્ઠા પણ ઓછી આકર્ષક નથી. ધર્મ-માર્ગ ઉપર 'શેઠ' કેટલાંય વર્ષોથી ચાલતા આવ્યા છે; જો કે એમનું કુટુંબ સૈકાઓથી વૈષ્ણુવ સંપ્રદાયને અનુસરનારું મનાય છે. એ જ રીતે ગો-સેવા પણ એમના જીવનનું એક અવિભાજ્ય અંગ છે. સવારમાં ઊઠીને નિયમિત પોતાની ગોશાળામાં જઈ ગાયોની ભાળ લેવી, કોઈને કંઈ માંદગી થઈ હોય તો પોતે સલાહ આપે—'ગાયને ચારો આપો, બધું ઠીક થઈ જશે.' ફક્ત સલાહ જ નહિ, પણ ગાયોને ચારો આપવામાં તથા ગોશાળાઓને યથાશક્તિ સહાય કરવામાં પોતે કોઈ દિવસ પાછા હઠયા હોય તેવું મેં સાંભળ્યું નથી, જોયુંય નથી.

તા. ૨૧-૬-૫૬

## ભાગ્યશાળી બનો

તમારી છત્રછાયા નીચે જીવતા હજારો માનવીઓ તમારી ૧૦૦મી જન્મ જયંતી ઊજવવા ભાગ્યશાળી બને, અને એ સમય દરમ્યાન તમો સંપૂર્ણ તંદુરસ્તી ભોગવો એ જ અંતરની શુભેચ્છા છે.

આપનું નિયમિત જીવન, નીતિ-રીતિ અને ઉચ્ચ આદર્શો આજની પેઢીને દૃષ્ટાંતરૂપ છે. અને એ આદર્શોને લીધે જ આપ ૭૫મી જન્મજયંતી ઊજવી રહ્યા છો, અને ૧૦૦મી જન્મજયંતી જોશો અને ઊજવશો.

તા. ૯-૭-૫૬

## વૈષ્ણવનો સમાગમ

"ભાઈ શ્રી હરિદાસભાઈ ઈશ્વિરપરાયણ સજ્જન છે. ઈશ્વિરને વિશે એમને દૃઢ શ્રદ્ધા તથા ભક્તિ છે. શ્રીવલ્લભાચાર્યજીના ઉત્તમ ગ્રંથોનું એમણે ભાવથી સેવન કર્યું છે ને મને પણ એનો પરિચય કરાવ્યો છે. એમના સમાગમથી મને ઘણો લાભ થયો છે."

તા. ૩૦-૬-૫૬

## અનેક ગુણોના સાગર

શેઠ શ્રીહરિદાસભાઈનો પિતા પ્રતિનો ભક્તિભાવ એક અજબ વસ્તુ છે.

શેઠનો બીજો ગુણ તે ગો-ભક્તિ. ગાયો તરફ તો શેઠને એટલી બધી ભક્તિ કે વાત ન પૂછો. કોઈ ઉપર કોઈ પ્રકારની આફત આવે અને તે શેઠની સલાહ લેવા આવે ત્યારે શેઠનો એક જ ઉપદેશ કે "ગો-સેવા કર. તારી આફત દૂર થઈ જશે." ગો-ભક્તિની ઉત્કટતા આ પ્રકારની તો મેં શેઠમાં જ જોઈ છે.

શેઠનો ત્રીજો ગુણ તે मनस्येकं वचस्येकम्. કહેવું કાંઈક અને કરવું કાંઈક એ શેઠ જાણતા જ નથી. મનમાં કાંઈક અને મોઢે કાંઈક એવું પણ શેઠમાં જરાય નહીં. બધું તડ ને ફડ, છતાં અક્લિષ્ટકારી.

શેઠનો ચોથો ગુણ તે દયાળુતા. કોઈ પણ શેઠ પાસે આવ્યો તે ઠાલો તો ન જ જાય.

આવા અનેક પ્રકટ તેમ ગુપ્ત ગુણો શેઠમાં હશે. તેનો વિસ્તાર કરવો એ મારું કાર્ય નથી. પ્રભુ તેમને સ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘાયુ આપે અને જન તેમ જનાર્દનની સેવાનાં સુખ આપે.

તા. ૧૨-૮-૫૬

# સેવા અને સમર્પણ

'सर्वभूतहिते रताः' એ સુભાષિત અનુસાર સમાજ સમક્ષ આપે પ્રાણી માત્રના હિત માટે 'સેવા અને સમર્પણ'નું અમર દૃષ્ટાન્ત બૃહદ્ ગુજરાતના પાટનગરમાં પ્રત્યક્ષ દર્શાવી માનવતાના માર્ગદર્શક બન્યા છો, "જનસેવા અને ગૌસેવા" એ જ સાચી પ્રભુસેવા છે એ મુદ્રાલેખને આપે આપના જીવનમાં ઉતાર્યો છે. સત્યપૂર્ણ પ્રસન્ન વદન અને મધુર વાણીથી આબાલવૃદ્ધ વ્રજવાસીઓનાં હૃદય જીતી લીધાં છે. अकालो नास्ति धर्मस्य जीविते चंचले सति-ના સૂત્રને અનુસરી ધર્મકાર્યમાં ગુજરાતમાં તેમજ વ્રજમાં કદાપિ પાછી પાની કરી નથી. સને ૧૯૫૧માં મથુરામાં તેમજ બીજી વખત સને ૧૯૫૨માં ગિરિરાજ જતીપુરામાં યોજાયેલા નેત્રદાનયજ્ઞોમાં તન મન ધનથી નિઃસ્વાર્થ સેવા અર્પી દરિદ્ર-નારાયણોને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરાવી અંતરના આશીર્વાદ મેળવ્યા છે.

૧૪-૮-૫૬



**શેઠશ્રી અને કુટુંબપરિવાર**

ખુરશીમાં બેઠેલાં : ડાબી બાજુથી— સૌ. શાન્તાલક્ષ્મી, શ્રી ચરણદાસ, સૌ. કંચનલક્ષ્મી, શ્રી નંદદાસ, શેઠશ્રી હરિદાસ, સૌ. સરસ્વતીબા, શ્રી રમણદાસ, સૌ. તારાબ્હેન, શ્રી ગીતુભાઇ, સૌ. વસંતિકાલક્ષ્મી. ઊભેલાં ડાબી બાજુથી— સૌ. સરલાબેન, શ્રી રમેશભાઈ, સૌ. પુષ્પાબ્હેન, શ્રી મહેન્દ્રભાઈ, સૌ. નલિનીબ્હેન, શ્રી અનિલભાઇ, સુધાબ્હેન, શ્રી નિરંજનભાઇ, સૌ. અરુણિકાબ્હેન, શ્રી અરુણભાઈ. પાછળ ઊભેલા ડાબી બાજુથી:- શ્રી દ્વારકાદાસ, શ્રી ગૌતમભાઇ, નીચે બેઠેલાં ડાબી બાજુથી:— પ્રતિમાબ્હેન, લલિતભાઈ, ગીતાબ્હેન.



કનિજ (જી. ખેડા) માંનું સૌ. સરસ્વતીબહેન હરિદાસ અમૃતલાલ પ્રસૂતિગૃહ

# ઈશ્વરમાં અટલ શ્રદ્ધા

શેઠ હરિદાસભાઈના આર્થિક, શારીરિક, અને માનસિક વિકાસની પાછળ જે એક મહાન શકિત રહેલ છે તે તેમની ઈશ્વરમાં અટલ શ્રદ્ધાને કારણે છે. ઈશ્વર ઉપરની તેમની શ્રદ્ધાથી તે પોતે ભારપૂર્વક કહે છે તે પ્રમાણે જીવનમાં આવેલા ઝંઝાવાતો તેમણે પાર કરેલા છે અને કસોટીના કાળમાં પણ આંધીઓની સામે મક્કમ ટક્કર ઝીલી છે. આજે પણ લક્ષ્મીના ખોળામાં રાચતા આ લક્ષ્મીનંદનને પૂછો કે તમે તમારા પોતાના વિશે શું માનો છો. તો તેનામાં...."હું" નથી, "અહં" નથી. પોતામાં મહત્તા છે તેમ પણ તે નહિ કહે, પણ કહેશે કે "ઈશ્વરની મારા ઉપર કૃપા છે." તેમની નજદીકમાં આવનાર વ્યક્તિને તે હમેશાં એક જ ગુરુમંત્ર આપે છે કે "જીવનમાં આગળ વધો. કીર્તિ અને લક્ષ્મી બેઉ મેળવો તોપણ ન ભૂલશો કે એ તો ફક્ત ઈશ્વરની તમારા ઉપર કૃપા છે. તમારો તો ફક્ત એક સાચો હૃદયનો પ્રયત્ન હતો, સફળતા તો ઈશ્વર અપાવે છે." આ મહાન વ્યકિતના હીરક મહોત્સવ પ્રસંગે તેમનાં ચરણે બેસીને ઊગતા યુવાનોને —આકાંક્ષી યુવાનોને જો કાંઈ પણ શીખવાનું હોય તો તે "સચ્ચાઈથી કામ કરો અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખો."

તા. ૨૨-૮-૫૬

## સંસ્થાઓની શુભ ભાવનાઓ

આ ઉપરાંત જે જે સંસ્થાઓમાં શેઠશ્રીએ સક્રિય સહકાર અને મદદ આપેલ છે તેમાંથી નીચેની સંસ્થાઓની શુભ ભાવનાઓ તે તે સંસ્થાઓના મંત્રીઓ તરફથી આવેલ છે, તેમાં સંસ્થાઓમાં શેઠશ્રીએ જે રસથી કાર્ય કર્યું છે તેનો સુંદર ચિતાર છે, પણ અવકાશને અભાવે એ બધાં વૃત્તાન્ત છાપી શક્યા નથી એ બદલ તે તે સંસ્થાઓના કાર્યકરોની ક્ષમા યાચીએ છીએ. એ સંસ્થાઓનાં અને એના મંત્રીઓનાં નામ નીચે મુજબ છે:

૧ શ્રી અમદાવાદ સંસ્કૃત પાઠશાળા
મંત્રીશ્રી રતિલાલ મનસુખરામ પટેલ

૨ બહેરાં મૂંગાંની શાળા — મંત્રી શ્રી પાંડુરાવ પી. દેસાઈ

૩ વૈશ્ય સભા — શ્રી. કા. છ. મહેતા, સુપરિન્ટેન્ડેન્ટ

૪ શ્રી રામાયણ પ્રચાર સમિતિ, મંત્રીશ્રી રમેશચંદ્ર છગનલાલ શાહ

૫ આર્યસમાજ એજ્યુકેશન સોસાયટી, પ્રધાન મંત્રી શ્રી જિયાલાલ

૬ શ્રી શુદ્ધાદ્વૈત સંસદ,
પ્રિ. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ., મંત્રી

૭ શ્રી આર્યકન્યા વિદ્યાલય — શ્રી આનંદપ્રિયજી, આચાર્ય

# પરિશિષ્ટ–૧

## શેઠશ્રી હરિદાસ અચરતલાલનાં જીવનપદ

—x—

| | | વિ. સં. |
|---|---|---|
| ૧ | જન્મ | ૧૯૩૭ |
| ૨ | શાળાના શિક્ષણનો આરંભ | ૧૯૪૨ |
| ૩ | લગ્ન | ૧૯૫૦ |
| ૪ | કૉલેજ–શિક્ષણની શરૂઆત | ૧૯૫૬ |
| ૫ | મિલ–ઉદ્યોગમાં પ્રવેશ | ૧૯૫૮ |
| ૬ | જાહેર સેવાકાર્યનો આરંભ | ૧૯૬૬ |
| ૭ | વિજય મિલ્સની સ્થાપના | ૧૯૮૭ |
| ૮ | ગોપાળ મિલ્સની સ્થાપના | ૧૯૮૮ |
| ૯ | માણેકલાલ હરિલાલ મિલ્સની સુવર્ણ જયંતી | ૧૯૯૫ |
| ૧૦ | અમદાવાદ મિલઓનર્સ એસો. ના પ્રમુખપદે | ૧૯૯૬ |
| ૧૧ | કુટુંબસહ દક્ષિણ હિન્દના યાત્રાપ્રવાસે | ૨૦૧૧ |
| ૧૨ | વિજય મિલ્સની રજત જયંતી | ૨૦૧૨ |
| ૧૩ | વિજય–ગોપાળ મિલો તરફથી શેઠશ્રીનો 'હીરક મહોત્સવ' ઊજવાયો | ૨૦૧૨ |
| ૧૪ | આ હીરક ગ્રંથનો સમર્પણવિધિ | ૨૦૧૩ |

—x—

## પરિશિષ્ટ–૨

આ ગ્રંથમાં અન્યત્ર નિર્દિષ્ટ કરેલાં શેઠશ્રી હસ્તક થયેલાં અનેક દાનો ઉપરાંતનાં કેટલાંક મુખ્ય નીચે આપ્યાં છે :—

રૂા. ૧,૫૦,૦૦૦) 'ગુજરાત લૉ સોસાયટી' અમદાવાદને કૉમર્સ કૉલેજનું મકાન બાંધવા
" ૭૭,૯૩૬) 'મહાત્મા ગાંધી સ્મારકનિધિ'
" ૫૦,૦૦૦) 'ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ ફંડ' અમદાવાદ
" ૩૦,૦૦૦) 'અમદાવાદ એજ્યુ. સોસાયટી' અમદાવાદ
" ૨૫,૦૦૦) પ્રકાશ હાઈસ્કૂલ, અમદાવાદ Home Science માટે
" ૨૫,૦૦૦) લાડ પરિષદ, મુંબઈ
" ૨૨,૭૯૬) ગુજરાત દુષ્કાળનિવારણ ફંડ (ઇસ્વી. ૧૯૪૮, ૪૯, ૧૯૫૨ માં મળી.)
" ૨૦,૦૦૦) શ્રી નટવરલાલજીનું મંદિર, અમદાવાદ
" ૧૭,૫૦૧) કનીજ, (જિ. ખેડા)માં 'સૌ. સરસ્વતીબહેન પ્રસૂતિગૃહ'નું મકાન બાંધવા
" ૧૫,૦૦૦) લાડ વિદ્યોત્તેજક મંડળ, અમદાવાદ
" ૧૧,૩૭૭) 'સરદાર વલ્લભભાઈ પટેલ રાષ્ટ્રિય સ્મારક ફંડ'
" ૮,૦૦૦) શ્રીનાથજી ગૌશાળા, નાથદ્વારા (રાજસ્થાન)
" ૫,૦૦૦) ડી. એ. વી. કૉલેજ, અજમેર (રાજસ્થાન) સભાગૃહ બાંધવા
" ૫,૦૦૦) મદ્રાસ પીસ ગુડ્ઝ મર્ચંટ, ચેરિટેબલ ટ્રસ્ટ, મદ્રાસ
" ૫,૦૦૦) રામાયણ પ્રચાર સમિતિ, અમદાવાદ
" ૩,૫૦૦) શારદા મંદિર, અમદાવાદ
" ૨,૭૨૬) ગોધરા રિલીફ ફન્ડ્ઝ
" ૨,૫૦૦) કીશનગઢ ગૌશાળા, કીશનગઢ (રાજસ્થાન)
" ૨,૦૦૦) વૈશ્ય સભા, અમદાવાદ
" ૧,૫૦૮) 'ભૂરીબહેન લલ્લુભાઈ મેડિકલ ટ્રસ્ટફંડ', અમદાવાદ
" ૧૦.૧૭) સૌરાષ્ટ્ર દુષ્કાળનિવારણ ફંડ (ઈ. સ. ૧૯૫૦માં)
" ૧,૦૦૦) સૌરાષ્ટ્ર કન્સ્ટ્રક્ટીવ સમિતિ (ઈ. સ. ૧૯૫૪માં)

વગેરે વગેરે...............

શેઠશ્રીના કુટુંબ પરિવારમાંનાં



શ્રી. અશોકભાઈ



શ્રી. રમેશચંદ્ર, અ.સૌ. કોકિલાબહેન, રાજુલ



શેઠશ્રી સહિત શેઠ હરિદાસ હીરક ગ્રંથ સમિતિ

## પરિશિષ્ટ-૩

આ ઉપરાંતની અનેક સંસ્થાઓને શેઠશ્રી હસ્તક વારંવાર ફાળાસહાય મળતી રહે છે તેમાંનાં કેટલાંક નામો નીચે મુજબ છેઃ—

(૧) હનુમાન વ્યાયામ મંદિર, અમદાવાદ, (૨) શિશુ વિદ્યાલય, ગિરધરનગર, અમદાવાદ, (૩) બહેરાં મૂંગાંની શાળા, નવરંગપુરા, અમદાવાદ, (૪) ગુજરાત હરિજન સેવક સંઘ, અમદાવાદ, (૫) ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, (૬) જીવકોર વનિતાવિશ્રામ, અમદાવાદ, (૭) અમદાવાદ સંસ્કૃત પાઠશાળા, અમદાવાદ, (૮) શુદ્ધાદ્વૈત સંસદ, અમદાવાદ, (૯) વનિતા વિશ્રામ, અમદાવાદ, (૧૦) ભારતી વિદ્યાવિહાર, મણિનગર, અમદાવાદ, (૧૧) યોગસાધન આશ્રમ, અમદાવાદ, (૧૨) યશસ્વતી બાલમંદિર, અમદાવાદ, (૧૩) જ્યોતિસંઘ, અમદાવાદ, (૧૪) વિકાસગૃહ, અમદાવાદ, (૧૫) ખુશાલદાસ જે. મહેતા ટી. બી. હોસ્પિટલ, જીંથરી (સૌરાષ્ટ્ર), (૧૬) ગ્રામ્ય સેવા સદન, કેરાળા, બગસરા (સૌરાષ્ટ્ર), (૧૭) સેવાશ્રમ, ભરૂચ, (૧૮) સર હરકિસનદાસ નરોત્તમદાસ હોસ્પિટલ, મુંબઈ, (૧૯) જી. કે. ચેરિટેબલ ડિસ્પેન્સરી એન્ડ મેટર્નિટી હોમ, (૨૦) એમરી હોસ્પિટલ, આણંદ, (૨૧) ગુજરાતી મંડળ, વિજયવાડા, (૨૨) કલોથ મર્ચંટ એસો., વિજયવાડા, (૨૩) ચેમ્બર ઑફ કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી, વિજયવાડા, (૨૪) એસ. કે. પી. વી. વી. હિન્દુ હાઈસ્કૂલ, વિજયવાડા, (૨૫) આર્યકન્યા વિદ્યાલય, વડોદરા, (૨૬) જય હિંદ યૂથ કલબ, વિજયવાડા, (૨૭) ઝવેરી પુરુષોત્તમ હરિલાલ ગુજરાતી કન્યાશાળા, મદ્રાસ, (૨૮) ગુજરાત સહકારી ડિસ્પેન્સરી, મદ્રાસ, (૨૯) ગુજરાતી નાટયમંડળ, મુંબઈ, વગેરે વગેરે........

—x—

